# મોતીની માળા.

અથવા

ઉત્તમ લેખકનાં ઉત્તમ વચન.

ભાગ ૧ લો.

પ્રસિદ્ધ કર્તા

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

આત્મનીતિ, [illegible] પ્રમાણ, [illegible] અને [illegible]
[illegible] '[illegible] વિજય,' [illegible] ફાર્બસના
કર્મનો [illegible] 'આ[illegible]' [illegible]
'સ્વાભાવિક ધર્મ' '[illegible] મતવાદી' અને [illegible]

લીંબડી-કાઠિયાવાડ.

---

કિંમત છ આના.

३१८८

# મોતીની માળા.

અથવા

## ઉત્તમ લોકનાં ઉત્તમ વચન.

### પ્રથમ ભાગ.

પ્રસિદ્ધ કર્ત્તા

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

અધિપતિ—"સુબોધ પ્રકાશ" ઇત્યાદિ.

લીંબડી—કાઠિયાવાડ.

अनंतशास्त्रंबहुलाचविद्या
अल्पश्चकालोबहुविघ्नताच. ॥
यत्सारभूततदुपासनियं
हंसोयथाक्षीरमिवांबुमध्यात्. ॥

સન. ૧૮૮૭ નો જુલાઈ ૧૯૪૩નો અષાઢ.

કિંમત છ આના.

# अर्पण पत्रिका.

## મનહર છંદ.

**મનસુખરામ સૂર્યરામ**ના સુભાગી સુત,
સૂર્યના સમો પ્રકાશ પંડિતોમાં પામ્યા છો;
કળા ને કૌશલ્યતાના કીરણો પ્રસારી કરી,
જોરાવર થઇ જગમાંહી ખૂબ જામ્યા છો;
નેક ટેક ઐક્યતાને ઉરમાં આરોપી રહ્યા,
વધારી વિવેક વિત્ત વિશ્વમાં વિરામ્યા છો;
દેશ સુધારાતણા ઉપાયમાં અગ્રણી આપ,
આગ્રહી અપાર બણી વિઘ્ન સહુ વામ્યા છો. ૧
ધરમના કરમના મરમ મહાન જાણો,
સુકવિ સમૂહમાં છાપી છે કવિ છાપને;
વિદ્યા વેલીઓ તણાં અંકુર અવરેખી કરી,
આશ્રયાંબુ શ્રવો ધરી આનંદ અમાપને;
જેથી મુજ અંતર નિરંતર સેવામાં ધાતું,
સાંભળી સમસ્ત એ જાહેર જશ જાપને;
માટે લઘુ પુસ્તક સ્વિકારશો કૃપાની રાહે,
અરપું છું આજ હું આનંદ ધરી આપને. ૨

**લીંબડી.** આપનો કૃપાકાંક્ષી.

તા. ૨૨-૧૨-૮૬. **પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.**

# મોતીની માળા.

અથવા

# ઉત્તમ લોકનાં ઉત્તમ વચન.

## (૧) ઉદ્યોગ.

(૧) " ગયેલા દહાડા તો હમેશને માટે ગયાજ છે, અને આવવાના દહાડાને તું કદી જોઇ પણ ન શકે; માટે અરે મનુષ્ય! તને ઘટેછે કે ગયેલા દહાડા માટે અફસોસ કર્યા સિવાય અથવા આવવાના દહાડા ઉપર બહુ આધાર રાખ્યા સિવાય ચાલતા વખતનો તારાથી બને તેટલો ઉપયોગ કર. ચાલતી ક્ષણ તારી છે. આવતી ક્ષણ તો ભવિષ્યના ગર્ભાશયમાં છે, અને તેમાંથી શું નીકળશે તે તું કહી શકે એમ નથી. તું જે કાંઇ કરવાનો નિશ્ચય કરતો હોય તે એકદમ કર. જે સાંજે થઈ શકે તેને સવાર સુધી મુલતવી રાખીશ નહીં. આળસ એ દુઃખ અને તંગીતું માવતર છે. પણ સદ્‌ગુણી મહેનત ખુશીજનક છે. ઉદ્યોગી માણસનો હાથ ગરીબાઇને હરાવે છે. આબાદી અને ફતેહ એ ઉદ્યોગી માણસોના અનુચરો છે. જે માણસે દોલત મેળવી છે, જે સત્તાવાન થયો છે, જે માનથી આચ્છાદન થયો છે, જેનાં ઠેકાણે ઠેકાણે વખાણ થાય છે, અને જે રાજાઓને પણ

સલાહ આપવાની તાકાદ ધરાવે છે, તે કોણ છે ? તે માણસ તો એ છે કે જેણે આળસને પોતાના ઘરમાંથી હાંકી કાઢી છે, અને જે સુસ્તાઈને કહે છે કે–"તું મારી કટ્ટી દુશ્મન છે." તે વહેલો ઉઠે છે અને મોડો સૂએ છે. તે વિચારથી પોતાના મનને, અને કામકાજથી પોતાના તનને કેળવે છે; અને એવી રીતે તે પોતાને મન્દુરસ્ત અને તન્દુરસ્ત રાખે છે.

આળસુ માણસ પોતે પોતાનોજ બોજો થઈ પડેછે, તેનો વખત કેમે કર્યો જતો નથી. તે જ્યાં ત્યાં ભટક્યા કરેછે. શું કરવું તેની તેને ખબર પડતી નથી. તેનું જીવતર વાદળાના પડછાયાની માફક ચાલ્યું જાય છે. અને તેની હયાતીની કાંઇ નીશાનીઓ પાછળ રહેતી નથી.

કસરતની ખામીથી તેનું શરીર રોગીષ્ટ થઇ જાયછે. તે કામકાજને ઈચ્છે છે, પણ ખસવાની તેનામાં સત્તા નથી. તેનું મન અંધકારમય છે. તેના વિચારો ચોખ્ખા નથી. તે જ્ઞાનને ચાહે છે ખરો પણ તે સંપાદન કરવાને તેનામાં ખંત નથી. તેને બદામ ખાવી બહુ ગમેછે, પણ તે ભાગતાં તેને અતિશે આળસ આવે છે. તેનું ઘર અવ્યવસ્થિત છે. તેના ચાકરો બે દરકાર અને સ્વછંદી છે. અને તે નાશ તરફ ઘસડાતો જાયછે. તે, નાશને પોતાની આંખો વડે જુએછે, કાનો વડે સાંભળેછે, તે પોતાનું માથું ધુણાવેછે, તે સારો થવાને ઈચ્છે છે, પણ દઢતા નથી, હિમ્મત નથી, આખરે વંટોળીઆની પેઠે નાશ તેને ઘેરી લેછે,

અને શરમ તથા પશ્ચાતાપ તેની સાથે ચિતારથ થાયછે."

( ઇકૉનૉમી ઑફ હ્યુમન લાઇફ)

(૨) "દિવસે એવું કામ કરવું કે જેથી રાત્રે સુખથી સુવાય. આઠ માસ એવું કામ કરવું કે જેથી ચોમાસામાં સુખથી રહેવાય. પૂર્વાવસ્થામાં એવું કામ કરવું કે જેથી ઉત્તરાવસ્થામાં સુખમાં વસાય, અને જીવતાં સુધી એવું કામ કરવું કે જેથી દેહ છોડયા પછી સુખ પ્રાપ્ત થાય."

(૩) ખરૂં કામ—"ઘણું કામ અધુરૂં મૂકવું તેના કરતાં થોડું કામ પુરેપૂરૂં કરવું એ વધારે સારૂં છે."

(૪) ઉદ્યમ કરવો એ દેવ પુજવા બરાબર છે. ઉદ્યોગ કરવો શત્રુ સમાન લાગેછે, પણ ફળ ભોગવતી વખતે ઘણો આનંદ થાયછે."

(૫) "મહેનત કરો ને તમારી રોટલી તમે પેદા કરો અને જુઓ કે તે કેવી મીઠી લાગેછે? મહેનત કરો અને જુઓ કે તમે કેવાં સારાં થાઓછો? મહેનત કરો અને જુઓ કે તમે કેવાં ખુશી રહોછો? મહેનત કરો અને જુઓ કે તમે કેવાં સ્વતંત્ર થાઓછો? મહેનત કરો અને જુઓ કે તમારૂં કુટુંબ કેવું સુખી થાયછે? મહેનત કરો અને જુઓ કે તમે કેવાં નિરોગી થાઓછો?"

(૬) "આ દુનિયામાં સૌ ચમત્કારનું મૂળ મહેનત છે."

(૭) "મહેનત કરવામાં આંચકો ખાશો નહી; કેમકે આયુષ્ય અલ્પ છે, અને જ્યારે અંત આવશે ત્યારે પૂરતી આશાએશ લેવાની તમને તક મળશે."

(૮) " મહેનતથી માણસ પોતાની જંગલી હાલતમાંથી સુધરીને હાલની અવસ્થામાં આવેલું છે, મેહેનતથી ઉજડ જગ્યાઓ અને ભયંકર જંગલો ખેતીવાડીને લાયક થએલાં છે, અને મેહેનતનાજ પ્રતાપથી આપણી જમીનપર આબાદી ભરેલાં શેહેરો તથા મોટાં વહાણો, આગબોટો, અને બીજી તરેહવાર ચીજો જોઈએ છીએ; ટુંકામાં કંગાળીઅત તથા જંગલી હાલતમાંથી જે સુખ અને આબાદાની આપણે ભોગવીએ છીએ તે કશાથી નહીં પણ મેહેનતથીજ."

(૯) "મહેનતથી શરીરમાં સ્ફુરતા, કામ કરવાનું સામર્થ્ય, અવયવોનું છૂટા પડવું તથા દૃઢતા, વાતાદિ દોષનો ક્ષય અને જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે."–(**ભાવ પ્રકાશ**).

(૧૦) "મહેનતથી દૃઢ કરેલા શરીરવાળાને ઘણું કરી રોગ થતો નથી."— (**ભાવ પ્રકાશ**).

(૧૧) "ઉદ્યોગ સારા નસીબની માતા છે. જ્યાં સુધી આજ કહેવાય છે ત્યાં સુધી કામ કરો. કાલે તમને શી શી અડચણો આવી પડશે તે તમે જાણતા નથી. આજની કિંમત બે કાલના જેટલી છે, માટે આજે તમે કરી શકો તે કાલ ઉપર રાખતા ના. તમે તમારા કામને હઠાવો. એવું નહીં થાય કે તે તમને હઠાવે. વહેલા ઉઠવાથી અને વહેલા સૂવાથી માણસ તંદુરસ્ત, તવંગર અને ડાહ્યું થાય છે. "

(**ફ્રાન્કલીન**).

(૧૨) "સારા મુહુરતને વાસ્તે ખોટી રહેવું એનો અર્થ શો ? જો આપણે હાથ પગ ચલાવીશું, તો હમણાં-

નોજ વખત ઠીકછે—જે માણુસ આશા ઉપર રહેછે તે ભૂખે મરેછે. મહેનત વગર લાભ નથી થવાનો. જો આપણે ઉદ્યોગી હોઇશું તો કદી ભૂખે મરીશું નહીં—ઉદ્યોગીના ઘરમાં ભૂખ ડોકાઇને જૂએ છે પણ પેસવાની તેની હિંમત ચાલતી નથી." (ફ્રાન્કલીન).

(૧૩) "મહેનતથી પૃથ્વી તાબે કરવામાં આવી છે ને માણુસોને જંગલી અવસ્થામાંથી છોડાવવામાં આવ્યાં છે. અને સુધારાની અંદર એક પણ પગલું ઉદ્યમ વગર ભરાયું નથી." (સ્માઇલ્સ).

(૧૪) "મહેનત ફક્ત જરૂરીઆત અને ફરજ નથી પણ એક જાતનું સુખ છે." (સ્માઇલ્સ).

(૧૫) "તે વાત તો નક્કી છે કે તનની અથવા મનની મહેનતથી કમાએલા રોટલાના જેવો મીઠો રોટલો માણુસને બીજો કોઇ ખાવાને મળતો નથી." (સ્માઈટ્સ).

(૧૬) "મહેનતની શાળામાં ઉત્તમ અને વ્યવહારિક ડાહપણુ શિખવાયછે." (સ્માઇલ્સ).

(૧૭) "ઉદ્યોગથી ગરીબમાં ગરીબ માણુસ જો કીર્ત્તિ મેળવતો નથી તોપણુ આબરૂ ઈજત મેળવેછે. હુન્નરની, વિદ્યાની અને શાસ્ત્રની તવારીખમાં ઘણાં ખરાં નામ ઉદ્યોગી માણુસોનાંજ આપણે વાંચીએ છીએ.

(૧૮) "તું મહેનત કરવાને ચાહજે. જો તને પેટ ભરવા માટે મહેનત કરવી ન પડે તોપણુ તારા તનની શક્તિ જાળવવા માટે તે અવશ્યની છે—મહેનત તનને તથા

મનને ખીલવનારી છે. અને આળસાઇનાં માઠાં પરિણામો દૂર કરેછે." (**વીલીયમપેન**).

(૧૯) "જે બાપ પોતાનાં છોકરાંને ધંધો શિખવતો નથી તે તેને ચોરી કરવા શીખવે છે."—(**બ્રાહ્મણોનાં ધર્મ સંબંધી લખાણો**).

(૨૦) "દુનીઆ એ સંતોષી અને ઉદ્યોગી માણસો-નેજ માટે છે. અરે આળસુ માણસ! કીડી પાસે જા અને તે કેમ કામ કરેછે તે તું તપાસ અને ડાહપણવાળો થા. જે મહેનત કરવામા આળસુ છે તે મોટા દીવાળીઆનો ભાઈ છે."!

(૨૧) "જો તમારે જ્ઞાન જોઈએ તો મહેનત કરો. ખોરાક જોઇએ તો મહેનત કરો. અને મોજ મજાહ જોઈએ તોપણ મહેનત કરો. મોજ મજાહ મહેનત કરવાથીજ મળેછે, પણ આળસાઇ અને જડબુદ્ધિથી મળતી નથી. જે માણસ મહેનતને ચાહેછે તેની જીંદગી હમેશ સુખી અને આબાદ હોયછે."

(૨૨) **બેકન કહેછે કે** "આત્મબળ ઉપર ભરોસો રાખવો ને પારકાનું લેવાની ઇચ્છા ન કરવી એ ગુણવાળો પોતાની કમાઇનુંજ ભોજન જમવામાં રાજી થશે. તથા સત્ય માર્ગે પોતાનું ગુજરાન ચલાવતાં શીખશે. તેમજ સંભાળથી પોતાને જે મળ્યું હશે તે બચાવશે ને ખર્ચશે."

(૨૩) "મહા ભાગ્યશાળી જનમાં ત્રણ મોટા ગુણ

હોયછે–ઉદ્યોગ, કરકસર ને પ્રમાણિકપણું. એજ તેમના મહત્વનું મૂળ ને ભાગ્યોદયનું કારણછે.”

## (૨) આળસ.

(૨૪) “**આળસ**—એ તન તથા મનનું વિખ, એવકૂફીની માતા, સઘળી ખરાબીનું મૂળ, સૌથી મોટા પાપમાંનું એક પાપ, અને ઉદાસપણા તથા બીજા ઘણા તન્દુરસ્તીનો નાશ કરનારાં દરદોનું મૂખ્ય બીજ છે; કારણ કે મન કુદરતથી કામ કરવાને બનેલું છે. માટે તેને જો કાંઈ પ્રમાણિકપણે કામ કરવાને રોક્યું ન હોયતો તે ઇજા કરવાને અથવા દુઃખને આધિન થવાને ભૂલતું નથી.”

(૨૫) “આળસથી મનુષ્યના શરીર, આત્મા અને અંતઃકરણનો નાશ થાયછે. આ દુનિયાના દુઃખો તેમજ દુર્ગુણોનો મોટો ભાગ આળસમાંથી ઉત્પન્ન થાયછે. મનની અને તનની આળસને લોઢાના કાટની સાથે સરખાવી શકાય. કામ કરવાથી જેટલી શકિતઓ ઘસાતી નથી તેટલી આળસાઈથી ઘસાઈ જાયછે. આળસાઈથી ઘસાઈ ગરવા કરતાં કામથી ઘસાઈ મરવું એ વધારે પસંદ કરવા જોગછે.”

(૨૬) “ઉદ્યોગ બધા કામને જીતી શકેછે પણ આળસ જેટલા માણસને જીતેછે તેના અર્ધપણ તે જીતી શકતો નથી.” (બેકન).

(૨૭) “આળસ એ મનુષ્યના શરીરમાં રહેલો મોટો શત્રુ છે અને ઉદ્યમ સમાન કોઇ બંધુ નથી કેમકે જે કર-

વાથી મનુષ્ય દુઃખી થતું નથી." (ભર્તૃહરિ).

(૨૮) "આળસ એ કાટ જેવીછે—મહેનતથી શરીર ઘસાયછે તે કરતાં આળસથી વધારે ઘસાયછે. જેમ વપરાતી કુંચી ચળકતી રહેછે તેમ વપરાતું શરીર ચળકતું રહેછે." (ફ્રાન્કલીન).

(૨૯) "જે માણસ સવાર સુધી પથારીમાં પડી રહેછે તેવો કોઈ માણસ મોટાઇ અને પ્રખ્યાતિ પામ્યો હોય એવું મારા જાણવામાં નથી." (ડીનસ્વીફ્ટ).

(૩૦) "જે માણસ મોડો ઉઠેછે તે આખો દહાડો દોડાદોડ કરેછે એમ છતાં રાત્રે પણ તેનું કામ પૂરૂં થતું નથી." (ફ્રાન્કલીન).

(૩૧) "આળસ એ એક જાતની ટંકશાળ છે. એ ટંકશાળમાં જૂદીજૂદી જાતની મસ્તી અને ખરાબીના સિક્કા પડેછે, તથા તે સિક્કા ઘણા હલકા અને મૂર્ખ લોકોમાં ફેલાઈ જાયછે. જે માણસો કાંઇ પણ કરતા નથી તે માણસો કાંઈ પણ સુખ ભોગવતા નથી અને પોતાને ભારરૂપ થઇ પડેછે, જીંદગીનું ખરૂં સુખ ઉદ્યોગી ભોગવેછે. મહેનત કરવી એટલે શું એ જે માણસ સમજતો નથી તે માણસ જાણતો નથી કે સુખ તે કેવી વસ્તુ છે.?"

---

## (૩) અભિમાન.

(૩૨) "સંપૂર્ણ ભરેલો કુંભ જેમ શબ્દ કરતો નથી પણ અધુરોજ શબ્દ કરેછે, તેમ કુલીન વિદ્વાન ગર્વ કરતો

નથી, પણ ગુણહિન મનુષ્યોજ બહુ બકવાદ કરેછે."

(૩૩) "જ્યારે હું થોડું જાણતો ત્યારે હાથીની પેઠે મદાન્ધ થતો ને સર્વજ્ઞ છું એમ મારૂં મન ગર્વિષ્ટ થતું; પણ જ્યારે મેં પંડિત જનોની પાસેથી થોડું થોડું વધારે જાણવા માંડ્યું ત્યારે હું મૂર્ખ છું એમ મને ભાસ્યું, અને જવરની પેઠે મારો મદ જતો રહ્યો." **(ભર્તૃહરિ).**

(૩૪) "જે મનુષ્ય અભિમાન કરનાર હોયછે તે હમેશાં બેવકૂફ રહે એમાં કાંઈ નવાઇ નહીં; કારણ કે તે પોતાની મગરૂબીના કારણથી હરેક તરેહના હુનર હાંસલ કર્યાથી બેનસીબ રહેછે અને જે તક તેને મળેછે, તે તેજતી મેલેછે. તે આદમીનું મગજ જ્ઞાનથી તો ખાલી પણ મગરૂબીના પવનથી ભરેલું હોયછે. માણસો જો મનમાં એવો ફાંકો નહીં રાખે કે અમે ઘણા ડાહ્યા છીએ તો તેઓ ખચિત ડાહ્યા નીવડે."

(૩૫) "વિદ્યાનું બાંકું ફુંકવું એ મોટું અજ્ઞાનપણું છે." **(ટલર).**

(૩૬) "ધન, યૌવન, વિદ્યા અને અમલ છતાં જે અભિમાન ન રાખે તેજ પુરૂષોમાં શ્રેષ્ટછે. અને વિદ્વાનોને પુજવા જોગછે. ધનમાં જેણે ગર્વ અને યૌવનમાં જેણે કામને જીત્યો તે સિંહ જેવા મનુષ્યે પૃથ્વિમાં શું નથી જીત્યું.?"

(૩૭) "ડુંગરે ચડતાં ઉંચી નજર રાખવી અને પૈસે ટકે ચડતાં નીચી નજર રાખવી. અર્થાત્ અભિમાની થવું નહીં."

(૩૮) "જો તમે ખુબસુરત હો તો તેવા તમને ઈશ્વરે બનાવેલા છે. જો તમે ભણેલા હો તો કોઈના ભણાવ્યાથી ભણેલા છો. જો તમે પૈસાવાળા હો તો તમારી પાસે જે કાંઈ છે તે પરમેશ્વરનું આપેલુંછે; એવું ધારીને એ વિષે કદી અભિમાન કરશો નહીં. તમારા સારા માઠા ગુણનો તોલ કરવાનું કામ લોકોનું છે; તમારૂં પોતાનું નથી. તમે ખરેખરા જેવા ગુણવંતા માણસ હો તે કરતાં પણ વધારે સારા અને લાયકીવાળા છો એવું વિચારવાથી તમને કાંઇ સુખ કે દિલાસો મળશે નહીં, પણ ઉલટા તમે પોતે પોતાને ઠગશો. ઘણીજ નરમાશવાળું અને અભિમાન વગરનું માણસ તેજ ઘણું સારૂં માણસ કહેવાયછે."

(૩૯) "અલ્પજ્ઞાન હાનીકારક છે. વિદ્યારૂપી ઝરામાંથી કાંતો મોટા ઘુંટડા પીઓ, ને કાંતો પીઓજ નહીં— એ ઝરામાંથી થોડું પીધાથી મગજમાં કેફ આવેછે, પરંતુ પુષ્કળ પીધાથી ફરી શુદ્ધિ આવેછે. એટલે કે અભિમાન ઉતરી જાયછે." (પોપ).

(૪૦) "માણસની બધી લાગણીઓ એકાંતરીઆ તાવ જેવીછે. પણ ગર્વ એ અણઉતાર તાવ જેવો છે—બીજા જુસ્સા આપણને વારંવાર છોડી દેછે પણ બડાઇ માણસને એક ઘડીવાર પણ છોડતી નથી."

---

## (૪) કરકસર.

(૪૧) "રોકડ નાણું—"માલ ખરીદ કરો તેનું રોકડું

નાણું ચૂકવી આપો; કારણ કે ઉધારે વેચે તે સેંકડે ૫) ટકાની હમેશ ખોટ ગણેછે અને તેથી જે માલ ઉધારે વેચે છે તેની ઉપર ઉપલી ખોટનો આંકડો ચહડાવે છે. ”

(ફ્રાન્કલીન).

(૪૨) "ઘર ખરચનો હિસાબ—"ઘર ખરચનો બારીક બારીક હિસાબ રાખવાથી આ ફાયદો થાયછે કે ખરચની વખતે લાગતી નાની નાની રકમો વખત જતાં ઘણી ભયંકર મોટી રકમો થાયછે અને તેથી આંખ ઉઘડે છે કે હવે પછી કેટલી કરકસર કરવી." (ફ્રાન્કલીન).

(૪૩) "સસ્તો સોદો—"સસ્તો સોદો જોઈએ તો તેને કહો. તેની ખરી કિંમત કરતાં પણ ઓછી કિંમતે તેં લીધી હોય પણ જો તે ચીજની તને ગરજ ન હોય તો તેં ઘણું દામ આપ્યું એમ જાણજે. વગર ગરજની ચીજ વેચાતી લેઈશ તો તારે તારી ઉપયોગી ચીજ વેચવી પડશે."

(ફ્રાન્કલીન).

(૪૪) દરેક કરકસરીઆ માણસને પરોપકારી ગણવો, અને ઉડાઉને પ્રજાનો દુસ્મન ગણવો." (સ્માઇલ્સ).

(૪૫) "દુનીઆમાં સર્વથી મોટી ચીજ આપણા મન ઉપર રાખેલો કાબુછે." (ગોથ).

(૪૬) "સંસારમાં સઘળી ફતેહનો આધાર આપણું મન મારવા ઉપરછે. તમે તમારા મન ઉપર કાબુ ધરાવો છો એમ મને દેખાડો અને હું ત્યારે કહીશ કે તમે ખરેખરા ભણેલાછો." (મીસીસ ઓલીફંટ).

(૪૭) "જેઓ પોતાની કમાઈ ખાઇ જાય છે તેઓ કશા કામના નથી. અને હમેશ પાયમાલીના દરિયાગાં ગર્ક થએલા હોયછે. તેઓ ઘણુંકરીને નબળા અને અકર્મી હોયછે. તેઓ વખતના ગુલામછે અને હમેશ ગરીબ રહે છે. તેઓ આપસ્વાર્થી હોયછે અને બીજાઓમાં તેમને માટે માન રહેતું નથી. ઘણા ખરા માણુસાઈ ગુણોથી તેઓ અજાણ્યા છે."

(૪૮) "કરકસર એ દ્રવ્યનું મૂળછે"—(**સોસરો**).

(૪૯) જોન્સન કહેછે કે "દોલત મળવાનું કે સારૂં થવાનું મૂખ્ય સાધન કરકસર છે. તે ડાહ્યપણની દીકરી, મિતાહારની બેન, ને સ્વતંત્રતાની માતાછે."

(૫૦) "કરકસર એ કુદરતી નથી પણ અનુભવ, દૃષ્ટાંત ને દીર્ઘદૃષ્ટિના વધારાની સાથે એ આવેછે." (**સ્માઇલ્સ**).

(૫૧) "કરકસરની સાથે જો સખાવત રાખી હોય તો તે નેક ગણાય. કારણ કે સખાવત વિના કરકસર લોભની નિશાની છે. પણ જો તેથી ઉલટું કરકસર એક કોરે મૂકી, સખાવત કીધી હોય તો તે ઉડાઉપણું કહેવાય."

(૫૨) "કરકસર એ દોલત મેળવવાની કુંચી છે, અને ઉદ્યોગ એ દોલતના મંદીરનો દરવાજો છે."

---

## (૫) ખુશામત.

(૫૩) "આજે ખુશામતને એટલું બધું ગાન છે કે જ્યારે પ્રમાનદારીને ઘરની બહાર કાઢવામાં આવેછે ત્યારે

ખુશામતને દીવાનખાના મધ્યે આસન કરાવે છે—આપણી સઘળી બાજુને ખુશામત ઘણી વહાલી છે. એક મૂર્ખને ડાહ્યો કહો, અથવા એક લુચ્ચાને પ્રમાણિક કહો અને તે તમને પોતાની છાતીની ગોદમાં ચાંપશે—"(ફીલ્ડીંગ).

(૫૪) "જ્યારે લખવા બેસીએ છીએ ત્યારે કાગળ સફેદ અને શાહી કાળી હોયછે પણ જ્યારે તે ઉપર અગડંમ બગડંમ ચિતરી કાઢીએ છીએ ત્યારે જે ધોળું હતું તેને કાળું કરીએ છીએ. એ કામ ટોળટપામાં કરડું લખાણ કરનારાઓનું છે. પણ કેટલાકોએ સફેદાની શાહી બનાવીને કાળા કાગળ ઉપર લખતું જોઈએ છીએ. જે કાળું હતું તેને ધોળું કરવું એમાં તમો ખુશામતીઆઓને લાભ છે".

(સ્વીફ્ટ).

(૫૫) "જ્યારે આપણી ખુશામત થઇ હોય ત્યારે આપણે તો આભારી રહેવું જોઈએ. કેમકે આપણે જાણીએ છીએ કે જેઓ સ્તુતિ કરેછે તેઓ પોતે તે ખરી માનતા નથી અને તોપણ તે આપણું બળ સાબિત કરે છે, અને આપણી મેહેરબાનીની કિંમત વાળી આપેછે, કેમકે જૂઠાના નીચપણામાંથી તે ખરીદ કરવામાં આવેછે". (જોનસન).

(૫૬) "હું કાંઈ દરબારીઓ નથી.—હું કાંઇ રાજની આસપાસ ખોટી ગેલ કરનારો કૂતરો નથી. મને જે હાથ ધબ્બો મારેછે તેજ હાથને હું ચુસનારો કે ચાટનારો નથી. હું મારા પરોણાપર ખોટા મોઢાનો હસનાર નથી."(સ્યુઅલ).

(૫૭) "ખુશામત, આપનાર અને લેનારએ બ જેને

ખરાબ કરેછે—ખોટી તારીફ જેટલી પ્રજાને નકામી છે તે કરતાં હાકેમને કાંઈ વધારે કામની નથી." (બર્ક).

(૫૮) "જે કોઈ સઘળાનો બેદરકાર હોય તેનો થોડોજ વિશ્વાસ કરજો-જે સઘળાની ખોડ કાઢે તેનો તેથીએ થોડો વિશ્વાસ કરજો પણ જે સઘળાની ખુશામત કરે તેનો તો બીલકુલ વિશ્વાસ કરતાજ ના."

(૫૯) "એક માણસના ખોટાં વખાણ કરવાં અથવા તેને ઘટે તે કરતાં વિશેષ કરી તેને સાતમે આસ્માને ચડાવવો એ સૌથી હલકામાં હલકું છે."

(૬૦) "ખુશામત જો કે ખચિત ખોટો સિક્કો છે પણ દરબારીઆઓને મન તે જરૂરની ખીસ્સા ખરચી છે. અને દરબારની રસમથી તથા રાજી રજાવંદીથી એ સિક્કાનું ચલણ એટલું તો ચાલેછે કે એ સિક્કામાં નાણું પગાર કરવું તે તર્કટ નહીં પણ હક-વાજબી ગણાય છે." (ચેસ્ટરફીલ્ડ).

(૬૧) "જેઓને પહાડ ચડવો પડેછે તેઓને બરાબર પગ ઠેરવવા સારૂ નમવું પડેછે.—વાંકા વળવું પડેછે—ઘુંટણ મરડીએ પડવું પડેછે, કોઇવાર ફસડીઆં મારવાં પડે છે. તેમજ જેઓ દરબારમાં તુચ્છ ઇલકાબોથી ઓળખાય છે તેઓ જેમ તેમ મરડાઈ મોરાઇને હજુરની મેહેરબાની અને વિશ્વાસમાં ઘુસવા માટે ગમે તેવી નીચાણ સુધી વાંકા વળી શકશે. જેઓ ખરી કિંમત અને માનથી વધેછે તેઓના કરતાં તે હજુરીઆઓ વધારે જલદી મોટાઇ મેળવશે." (બટલર).

# (૬) ચડતી પડતી.

(૬૨) "આપણી પૃથ્વીપર આકાશ તળે જે બધી વસ્તુઓછે, તે શું હમેશાં સ્થિર રહેછે! શું દરિયામાં ભરતી આવેછે, ત્યારે ઓટ નથી થતો? જ્યારે દિવસ અસ્ત પામેછે, ત્યારે શું અંધારૂં નથી થતું? અને આકાશ ચક્ષુને એટલે સૂર્યને શું આપણે કેટલીક વખત અંધકાર કરતા વાદળાંથી ઝાંખો થયેલો નથી જોતા?" (મતલબ કે સર્વને દશાવીશી—ચડતી પડતી ચાલી જાય છે—માટે ચડતીમાં ફુલાવું નહીં અને પડતીમાં ગભરાવું નહીં—સઘળા દહાડા સરખા જતા નથી). (શેકસપિયર).

(૬૩) "સારા અને નઠારા ઉભય ભાગ્યની વખતે મહાત્મા પુરૂષો સમાન વૃત્તિથી ચાલેછે. નીચે કેમ પડવું અને ઉંચે કેમ ચડવું તે તેઓ સારી રીતે જાણેછે તેથી તેઓ ફતેહ પામ્યાથી રાજી રાજી થઇ જતા નથી તેમજ નિષ્ફળ થવાથી શોકાતુર થઇ જતા નથી."

(૬૪) "નસીબનું ચક્ર હરદમ ફરેછે. ત્યારે કોણ ખાતરીથી કહેશે કે આજે હું ઉપર રહીશ?" (કોનફ્યુસીઅસ).

(૬૫) "કદિ નહીં પડવું એમાં આપણી ઘણી કીર્ત્તિ નથી, પણ દરવખતે પડીએ કે ઉઠવું એમાં મોટી કીર્ત્તિ છે." (કોનફ્યુસીઅસ).

(૬૬) "જે સારોછે તે વધારે સારો થવાની આશા રાખેછે અને જે ખરાબ છે તેને ધારતી રહેછે કે રખેને હું

વખારે ખરાબ થાશે. કેમકે સદ્‌ગુણ દુર્ગુણ અને વખત ક-
દિ પણ સ્થિર રહેતા નથી.”

## (૭) જીંદગી.

(૬૭) “અમે ભોગ તો ભોગવ્યા નહીં અને ઉલટા અમારા ભોગ મળ્યા. અમે તપ તો કર્યું નહીં પણ પોતે તપ્યા, એટલે સંસારમાં દુઃખી થયા. વખત ગયો નહીં પણ પોતેજ ગયા, એટલે અમારૂં પોતાનું આયુષ્ય પુરૂં થયું. તૃષ્ણા જૂની ન થઈ પણ અમે પોતેજ જૂના થયા એટલે વૃદ્ધ થયા.” (ભર્તૃહરિ).

(૬૮) “માણસોનું ૧૦૦ વર્ષનું કુલ આયુષ્ય માપેલું છે, તેમાં અર્ધ તો રાત્રીએ ગયું. બાકી રહેલા અર્ધમાંથી અર્ધું બાળપણમાં ને વૃદ્ધપણમાં ગયું. બાકી વ્યાધી, વિયોગ, અને દુઃખ સહિત સેવા વગેરે કર્મથી જાયછે. પાણીના મોજાની પેઠે અત્યંત ચપળ જીવછે, ત્યારે પ્રાણીઓને સુખ ક્યાંથી હોય? નજ હોય.” (ભર્તૃહરિ).

(૬૯) “આરઓના કહેવા પ્રમાણે જીંદગીના બે ભાગ છે. “જે ગઈ તે સ્વપ્નું છે, અને જે આવવાનીછે તે ખાલી આશા છે.”

(૭૦) “અરે જીંદગી! કંગાળને મનથી સદી અને સુખીને મનથી પળ” (બેકન).

(૭૧) “જીંદગી છે ત્યાં લગી આશા છે અને આશા છે ત્યાં લગી જીવવામાં મજા છે” (શેક્સપીયર).

(૭૨) "જીંદગીના છેડા ઉપર તારી નજર હમેશ રાખજે."— (સોલન).

(૭૩) "જે માણસ સારી રીતે રહેછે તે ઝાઝું જીવ્યા બરાબર છે. ગેર ઉપયોગ કરેલ વખત જીંદગીનો ભાગ નથી, પણ તે ફેંકી દીધેલ વખત છે." (ફુલર).

(૭૪) એક વિદ્વાન કહેછે કે—"જીંદગીમાં કયે રસ્તે ઊતરવું પસંદ કરવા જોગછે? જાહેર સભાઓમાં તકરાર તથા પંચાતીનું કામ છે, ઘરમાં બેસી રહેતાં તરેહવાર અંદેશા પેદા થાયછે. દેશમાં રહીએ તો મેહેનત કરવી પડે. દરિઆમાં જઇએ તો ત્યાં ધાસ્તી લાગે. પરદેશ જઇએ અને જો આપણી પાસે પૈસા હોય તો આપણો જીવ ધાસ્તીમાં રહે, પણ જો ગરીબ હાલતમાં હોઈએ તો વેદનામાં મરીએ. જો પરણેલા હોઈએ તો તરેહવાર જાતના વ્હેમી વિચારો આવે. જો વગર પરણેલા હોઇએ તો એકલા ઝુરાપામાં પડીએ. જો બાળ બચ્ચાં હોય તો તેની જંજાળ, અને જો નહીં હોય તો એકલા અટુલાની જીંદગીની હાલત ગણાય. જુવાનીનો વખત તે મૂરખાઇનો વખત, અને ઘડપણની સાથે નાકૈવતી આવે તેથી, એ બધું જોતાં એ વાત પસંદ પડતી થાયછે કે કાંતો જન્મજ નહીં પામવું, અને કાંતો જીવ તરત ખોઇ દેવો"!! આવો ભયંકર નાઉમેદ કરતો દેખાવ આપણી સામે એક જણે મૂક્યો છે, પણ જીંદગીની કિમત વિષેનો એ ઠરાવ માનવાજોગ નથી. એની સામે એક ફીલસુફ વાજબી રસ્તો બતાવે છે કે.—

(૭૫)"જીંદગીમાં કોઇપણ રસ્તે આપણે ઠીક ઉતરી શકીએ. જાહેર સભાઓમાં ઈજત આબરૂ તથા ડાહપણ ભરેલાં કામકાજ હોયછે. ઘરમાં બેઠાથી શાંતી તથા એકાંતપણું મળેછે. દેશમાં કુદરતની ખુબસુરતીઓ દેખાય છે. દરિઆમાં હાંસલની ઉમેદ હોય છે. પરદેશમાં જો પૈસાદાર હોઇએ તો આબરૂ મળે, અને જો ગરીબ હોઈએ તો આપણી ગરીબાઈ છુપાવી શકીએ. જો પરણેલા હોઈએ તો ઘર ખુશાલી ભરેલું લાગે, જો વગર પરણેલા હોઈએ તો આપણે માથેથી એટલો બોજો ઓછો. બચ્ચાં છોકરાં હોય તો તે પ્યાર કરવા જોગ બીના છે. જો નહીં હોય તો એટલી કાળજી ઓછી. જુવાનીનો વખત એ બળવાન રહેવાનો વખત, અને ઘડપણનો વખત આબરૂ આપવા જોગ છે. માટે કોઇપણ ડાહ્યા માનવીને આ વાત કદી પસંદ નહીં પડશે કે કાંતો હૈયાતી લેવીજ નહીં, અને કાંતો તે ખોઇ દેવી. કારણ કે જીંદગીમાં દરેક જાતની હાલતમાં કાંઈ નહીં ને કાંઈ સુખ હોય છે!"

## (૮) જૂઠ.

(૭૬) "જે માણસ જૂઠું બોલેછે તે પોતાને માથે કેટલો મોટો જોખમ તાણી લેછે, તેની તે ખબર રાખતો નથી. કારણ કે એક જૂઠને ટેકો આપવા તેને સો જૂઠા શોધવા પડેછે." (અલેક્ષાન્ડરપોપ)

(૭૭) "જૂઠું બોલનારા એક વાતનો આપણને નિ-

ર્ણય કરી બતાવે છે અને તે એ કે એમનું સાચું કહેલું પણ આપણે માની શકતા નથી." (એરીસટોટલ).

(૭૮) "જૂઠું બોલવું એ અવિશ્વાસનું મૂળ કારણ–ખરાબ વાસનાનું સ્થાન, સમૃદ્ધિને અટકાવનાર, વિપત્તિનું કારણ, પારકાને ઠગવાને શક્તિમાન અને અપરાધ કરાવનારછે માટે વિદ્વાનોએ ત્યાગ કર્યુંછે." (કલ્પતરૂ).

(૭૯) પૃથ્વી એવું કહેછે કે "અસત્ય જેવો બીજો મોટો અધર્મ નથી. હું સર્વ સહન કરીશ, પણ અસત્ય ભાષણ કરનારનો ભાર મારાથી સહન થતો નથી."

(ભાગવત).

(૮૦) "જેના મોઢામાંથી અસત્ય શબ્દ નીકળેછે તેનું મોઢું દેવ પાસે અમંગળછે." (બાઈબલ).

(૮૧) "અસત્ય બોલવું એ અતિ નીચ કર્મ જે કરે છે તે પોતાને ગુલામ જેવો હલકો કરી નાંખેછે."

(એરીસટોટલ).

(૮૨) "જો કોઇ શખ્સની જૂઠાઇ તમે પકડો તો પણ તમે, તેને કહેશો નહીં કે તું જૂઠોછે. કેમકે પોતાની જૂઠાઈ છોડવાને બદલે તે તમારો સંબંધ છોડશે."

———○O○———

## (૯) ટીપે ટીપે સરોવર ભરાય.

(૮૩) "સઘળા મહાભારત કામો થોડું થોડું કરતાં થયાંછે. ઝીણી ઝીણી રજકણોની મોટી દુનિયા બનીછે. પરવાળાની જાતની ઝીણી માછલીનાં હાડકાંઓ એક બીજા-

પર એકઠાં થવાથી મોટા મોટા નવા ટાપુઓ દરિયામાં ઉગી નીકળ્યા છે. પળ પળ ખાલી થતાં જમાનાઓ વીતી ગયાછે. ”

(૮૪) “ **એક શું શું કરી શકેછે ?**—“બીછાના પર એક કલાક વધારે પડી રહેવાથી આખા દિવસનું કામ પાછળ પડી જાયછે, દરરોજ કરતાં એક કલાક વહેલા ઉઠવાથી એક મહિના જેટલો ફાલતુ વખત મળેછે. એક નરમાશભરેલો શબ્દ ગુસ્સાની મોટી આગને ઓલવીનાખેછે.”

## નાની અને નજીવી ચીજો.

(૮૫) “પાણીના ઝરા નાની ચીજો છે પણ તેમાંથી મોટી નદીઓ બનેછે. વહાણનું સુકાન નાની ચીજછે પણ તે મોટા વહાણને ચલાવી શકેછે. ઘોડાની લગામ નાની અને નજીવી ચીજછે પણ તે જબરદસ્ત ઘોડાને કબજામાં રાખી શકેછે. હાથીનું અંકુશ નાની અને નજીવી ચીજછે પણ તે પહાડ સરખા હાથીને બીકમાં રાખેછે. ખીલા અને ચુંકો નાની ચીજછે પણ તેથી મોટાં ઘરં અને વહાણ બંધાયછે. મોઢાનો એક બોલ નાની ને નજીવી ચીજછે પણ તેથી મહાભારત લાભ કે મહાભારત ખરાબી ઉપજે છે. માટે નાની અને નજીવી ચીજો વિષે તજવીજ રાખવી.

---

## (૧૦) તૃષ્ણા.

(૮૬) “જે માણસ સાવ નિર્ધન હોયછે તે ૧૦૦ રૂ-

પિઆની ઈચ્છા રાખેછે. જેની પાસે ૧૦૦રૂપિઆ હોય તે ૧૦૦૦ રૂપિઆનો આશામી થવાને ઈચ્છા રાખેછે. જે હજાર રૂપિઆવાળો હોય તે લાખ રૂપિઆનું ધન મેળવવાને આશા બાંધેછે. ને જેના ખજાનામાં લાખ રૂપિઆની પુંજી હોય તે રાજા (જેવા) થવાની આશા રાખેછે. જે રાજા હોય તે ચક્રવર્ત્તિ (જેવા) થવાની આશા રાખેછે. અને જે ચક્રવર્ત્તિ હોય તેને ઈંદ્રિપદ મેળવવાની આશા હોયછે એમ આશા તો વધતીજ જાયછે. આશાની અવધિને કોણ પામેલ છે ?"

(૮૭) "મોઢે કરચલી વળી ગઈ, માથા ઉપર પળી આવ્યાં, અંગ બધાં ઢીલાં પડી ગયાં, તોપણ એક તૃષ્ણા તો જુવાન અને જુવાનજ રહી !!!"

(૮૮) "જે દ્રવ્ય વગરના છે તેઓ ધનની ઈચ્છા કરેછે, જેને વાચા નથી તે બોલવાની ઇચ્છા કરેછે. માણસો સ્વર્ગની ઇચ્છા કરેછે. દેવ મોક્ષની ઈચ્છા કરેછે. સારાંશ કે જે જેને મળતું નથી તેની તેની તે ઇચ્છા કરેછે."

---

## (૧૧) દુઃખ.

(૮૯) "દુઃખ ખમવાને અશક્ત થવું એ સર્વથી મોટું દુઃખ છે."

(૯૦) "સંકટ જ્યારે દૂર હોય ત્યારે તેનાથી બીહવું પણ જ્યારે અંગપર આવે ત્યારે બેધડક સામે થવું."

(૯૧) "સજ્જન અને દુર્જન બન્ને દુખીઆ હોયછે.

કેમકે સજ્જન પારકા દુઃખને મટાડવાની ચિંતાથી દુઃખી રહેછે અને દુર્જન પારકું સુખ જોઈને બળવાથી દુઃખી રહેછે."

(૯૨) "હદથી બેહદ ખુશી એ દુઃખનું મંડાણછે."

(૯૩) "આફત આપણને વિચાર કરતાં શીખવેછે અને દુનિયાના ડાહપણનું મધ ફૂલમાંથી નહીં પણ કાંટામાંથી આપણે એકઠું કરીએ છીએ."

(૯૪) "મારો દિકરો એમ લખેછે કે ",મને નિશાળમાં દુઃખછે" આ વાંચી હું દિલગીર થાઉંછું પણ પહેલું તો એ છે કે આ દુનિયાજ ઘણી દુઃખીછે તો વળી તેમાંથી નિશાળ તે શાની બાકી રહે?"

(૯૫) "વિતેલા દુઃખની વિસ્મૃતિ અને ભવિષ્યના દુઃખોનું અજ્ઞાન એ ઇશ્વરની કેવી બે મોટી ચમત્કૃતિછે!!"

## [૧૨] પૈસો.

(૯૬) "બધા પ્રકારના દુઃખનું મૂળ પૈસો ગણાય છે એ વાત ખરી, પણ એના આશ્રય વિના ભાગ્યેજ કાંઈ સારૂં થઈ શકે છે."

(૯૭). **પૈસા કમાવા વિષેના ઉપાય**—"પાઈની સંભાળ રાખજો એટલે પૈસો તમારી રાખશે—ઉદ્યોગ સારા નસીબની મા છે. વગર મહેનતે ન હોય લેહેજત. કડવાસ વગર મીઠાશ ક્યાંથી? મહેનત કર, તને મળ્યા વગર રહેશે નહી."

(૯૮) "કોઇ ઝાડીમાં સંતાડી મૂકવા અથવા નોકરો-

ની મોટી સંખ્યા રાખી ખાલી દમામ કરવા સારૂ પૈસો આપ્યો નથી, પણ સ્વતંત્રતાના કિર્તિવંત હકો જાળવવાને માટે આપ્યોછે." (બર્ન્સ.)

(૯૯) "જો તારે લક્ષ્મીની સાથે દોસ્તી કરવી હોય, અથવા તારે પૈસાદાર થવું હોય અથવા પૈસા એકઠા કરવા હોય તો પૈસો કમાયા કરતાં બચાવવાને વધારે કાળજી રાખજે. જ્યારે લોકો કહે કે પૈસો આ ઠેકાણે મળેછે, પૈસો ફલાણે ઠેકાણે મળેછે ત્યારે તે બોલવા ઉપર બીલકુલ ધ્યાન આપતો ના, પણ તારૂં કામજ કર્યેજજે અને જ્યાં હોય ત્યાંજ રહેજે. દોડાદોડી કર્યા સિવાય જેટલું મેળવાય તેટલું સઘળું મેળવજે. જ્યારે તું સાંભળ કે તારા પાડોશીને શેરીમાંથી રૂપિઆની થેલી જડી ગઈ ત્યારે એવી બીજી થેલી મળવાની આશામાં ત્યાં દોડી જઇશ માં; એકદમ પૈસાદાર થવાની કદી ઇચ્છા કરીશ નહીં.—ધીરજ અને ખંતથી પાઈ પાઇ એકઠી કરતો જજે. આ નાની રકમને તું ધિક્કારતો હોય તો તારે યાદ રાખવું કે જેઓને પાઇ મળતી નથી અથવા જેઓને પાઈ કોઈ ધીરતું નથી તેઓને એક પાઇ સોનાના પહાડ કરતાં પણ અધિક કિંમતી થઇ પડેછે." (ગોલ્ડસ્મિથ).

(૧૦૦) "પૈસો મેળવવામાં, બચાવવામાં, ખરચવામાં, આપવામાં, લેવામાં, ઉછીનો લેવામાં, તથા વારસો આપવામાં જો સરખું પ્રમાણ રાખ્યું હોય તોજ માણસની માણુસાઇ પૂર્ણ ગણાય." (હેનરી ટેલર).

(૧૦૧) "**પૈસાદાર કેમ થવું ?** પૈસો વધારવાનો દુનિયામાં એકજ ઉપાય છે તે એકે પેદાશમાંથી ખરચ કર્યા બાદ જેટલો બને તેટલો બચાવ કરવો. એજ રીતથી ગરીબ લોકો તવંગર થાયછે અને તવંગર વધારે પૈસાવાળા થાયછે. જેટલું તમને મળે તેટલું બધું તમે ખરચી નાંખો તો તમારી પાસે પૈસા વધવાના નહીં. માણસ જે પેદા કરેછે તેથી તેની દોલત વધતી નથી, પણ જે કાંઇ બચાવે છે તેજ તેની દોલત ગણાયછે. થોડું કમાતા હો તેનો કાંઇ ફિકર નહીં પણ એથી તમે ખર્ચ ઓછો કરો અને કાંઈ પણ બચાવો. એટલે થોડા વખતમાં તમારી હાલત સારી થશે. જે માણસ જેટલું પેદા કરેછે તેટલું ખરચે છે અને કાંઈ દૈવ યોગ બનાવથી તવંગર થવાની ઉમેદ રાખે છે તે માણસ ગરીબાઇના દબાણમાં આવી પડેછે. માટે ભાઈઓ તમે જે કાંઈ પેદા કરતા હો તેમાંથી કાંઈપણ બચાવવાની તજવીજ કરજો. "

(૧૦૨) "ઘણા માણસો પોતાની પાસે પુષ્કળ પૈસો હોવાથી પાયમાલ થઈ ગયાછે અને ઘણા માણસો પૈસાની તંગીને લીધે પાયમાલ થતા બચ્યાછે, પૈસો મેળવતાં મોટા માણસો નાના થઈ ગયાછે અને નાના મોટા થઈ પડયાછે."

(૧૦૩) "જે માણસ વરસે એક પણ પૈસો બચાવે છે તે પૈસાદાર છે, અને જે વરસે એક પૈસાનું પણ દેવું વધારેછે તે ગરીબ છે." (સ્કેલ્ટન).

(૧૦૪) "પૈસો મેળવતાં દુઃખ, મેળવેલો સાચવતાં

પણ દુઃખ, ખરચ્યે પણ દુઃખ, ગયે પણ દુઃખ એવો જે પૈસો તેને ધિક્કાર છે !!!"

(૧૦૫) "પૈસા બચાવવો એના જેવું બીજું કાંઇ જાદુ નથી."

(૧૦૬) "**પૈસો કેમ પેદા કરવો?** બીજાઓનાં કામ ઉપર ધ્યાન પહોંચાડો. જે ચીજની તમારે જરૂર ન હોય તે ચીજ ખરીદ ન કરો. દરેક કલાક કામે લગાડો, અને તમારી ફુરસદનો વખત પણ ઉપયોગી બાબતમાં ગુજારો. એક પાવલી ખરચો તે અગાઉ બે વખત વિચાર કરો. યાદ રાખો કે પાવલી પેદા કરવાને કેટલી મેહેનત પડશે? તમારા ખરચ ખૂટણની ચોપડી ઉપર હમેશાં નજર રાખતા રહો. તેમાં કાંઈ પણ ચૂક માલમ પડે તો તે શોધી કાઢો. તમારા ધંધામાં નુકશાની જતી હોયતો ખરચ કમી કરો અને વધારે મેહેનત કરો. હરેક મુસ્કેલીને દૂર કરવાને તેની પછવાડે મંડયાજ રહો."

(૧૦૭) "ધનહિનને માતા નિંદેછે, પિતા રાજી કરતો નથી, ભાઈ સારી રીતે બોલતો નથી, ચાકર ક્રોધ કરેછે, પુત્ર અનુસરતો નથી, સ્ત્રી સારી રીતે પ્રસન્ન કરતી નથી. મિત્ર ધન આપવાની શંકાએ કરી માન આપી બોલતો નથી, માટે હે મિત્ર, ધન સંપાદન કર !

(૧૦૮) "મનુષ્ય, મનુષ્યનો દાસ નથી પણ ધનનો દાસ છે."

(૧૦૯) "પ્રથમ ઉદ્યોગ કર્યા છતાં ધન ન મળ્યું તો

"હું મંદ ભાગ્યછું" એમ માની પોતાના આત્માને નિંદવો નહીં. પણ મરતાં સુધી લક્ષ્મી મેળવવા ઉદ્યોગ કરવો, ને એને દુર્લભ માનવી નહીં. જમનાર તૃપ્ત થાયછે; નહીં જમનાર થતો નથી. ચાલનાર જાયછે, ન ચાલનાર જતો નથી. તથા બોલનાર બોલેછે, નહીં બોલનાર બોલતો નથી. એ ઉપરથી મનુષ્યનો ઉદ્યોગજ સફળ દેખાય છે.

(૧૧૦) "ચાલતી કીડીની પંક્તિ સમુદ્રને પણ તરે, પણ ન ચાલતો ગરૂડ એક પગલું પણ ચાલે નહીં."

---

## (૧૩) પુસ્તક.

(૧૧૧) "માણસ સિવાય આ દુનિયામાં એક ચોપડી કરતાં વધારે અજાયબ જેવું બીજું શું છે? તે ન્હાના કાગળના કટકાઓ આપણી સાથે વાત કરેછે, આપણને બીવરાવેછે, અજાયબ કરેછે, આપણને શીખવેછે, અને એક ભાઇની માફક અંતઃકરણથી આપણને સલાહ આપેછે."

(૧૧૨) "હીરા માણેક અને ધાતુની બીજી ખાણો સઘળા માણસના ઉપયોગમાં આવી શકતી નથી. પરંતુ પુસ્તકો એવા પ્રકારની ખાણછે કે જેનો ઉપયોગ ગરીબ અને તવંગર સરખી રીતે કરી શકેછે. ત્યારે આપણે શા સારૂ એ ખજાનો હાથ ન કરવો જોઈએ? તેને ખરો મૂર્ખ કહેવો કે થોડી મેહેનતે પ્રાપ્ત થતો લાભ આળસને લીધે સહેજમાં ગુમાવી દેછે."

(૧૧૩) "ગમે તો તમે ઉઘાડો પણ નહીં, અને શ-

જ પણ ન વાંચો તોપણ પુસ્તકો જેવી બીજી કોઇ આનંદકારક ચીજ દુનિયામાં નથી."

(૧૧૪) "વાંચો અને તે પ્રમાણે ચાલો-કાંઇ લાભોબંધ ચોપડીઓ માણસના ફાયદા માટે લખાયછે. તે ચોપડીઓ કરોડો માણસો વાંચેછે, પણ તેનો ખરો ઉપયોગ કોણ કરેછે? કોઇ ઘણાજ જુજ લોક કરતા હશે. સારી ચોપડીઓ વાંચીને માણસ જો તે પ્રમાણે ચાલે તો હાલ જે આપણી હાલતછે તેવી રહેવી ન જોઇએ."

## (૧૪) પરોપકાર.

(૧૧૫) માર્ક એન્ટની—આ નામાંકિત નર જ્યારે લાચાર અને ખુવાર થઇ ગયો, ત્યારે તે બોલ્યો હતો કે મેં મારૂં બધું ખોયુંછે, પણ મેં જે કાંઇ બીજાઓને આપ્યુંછે, તે ખોવાયું નથી."

(૧૧૬) "ભલા માણસો ઉપર ઉપકાર કરવામાં પણ એક જાતની મોજ મળેછે. તેઓ તે ઉપકારની કદર બુજી શકેછે, અને તેથી તેમનાપર ઉપકાર કરવાને આપણને બેવડી ખુશી થાયછે."

(૧૧૭) "સંસારના ભોગો નદીનાં ઉંચા મોજા જેવા ચંચળ છે. પ્રાણપણ ક્ષણ માત્રમાં જતા રહે એવા છે. જુવાનીમાં પ્રાણીઓનાં મોઢાનું તેજ તે પણ થોડાજ દિવસ રહેછે. માટે હે ડાહ્યા માણસો! સર્વ સંસારને અસાર જાણીને લોકોના અનુગ્રહ કરવામાં તત્પર મન રાખીને

પરમાર્થ વિષે યત્ન કરો, યત્ન કરો." (ભર્તૃહરી).

(૧૧૮) "અપકારને બદલે ઉપકાર કરવો એના કરતાં વધારે કીર્તિવાન ફતેહ મેળવવી મુસ્કેલછે."(ટીલોટસન)

(૧૧૯) " એજ **મનુષ્ય** કહેવાય કે જેની ધારણા, વિચાર અને યત્નો બીજાના ભલાને માટેછે." (સ્કોટ).

(૧૨૦) "પરોપકાર શું છે? અંતઃકરણનું અજવાળુંછે. ઘાયલ દિલને રૂઝાવનાર મલમ પટોછે. દરિદ્રતાના સમુદ્રમાં ડુબતા માણુસોને બચાવનાર નૌકાછે. દુનિયારૂપી વીંટીમાં સર્વથી પ્રકાશિત નંગછે. એક સુખદ ઝરોછે, જે નિરંતર વહ્યા કરેછે, પણ અવાજ કરતો નથી. એક ફુવારો છે, જે બીજી આસપાસની ચીજને સ્વચ્છ કરતાં પોતે પણ સ્વચ્છ બનેછે. દુઃખના ધુમરનો નાશ કરનાર એક આકાશનું કિરણછે. એ એક કદી નિષ્ફળ નહીં થાય એવી દવાછે. જે દુનિયાને તેની નીતિરૂપી આરોગ્યતાનું રક્ષણ થાય તેટલા માટે જગતના મહાન વૈદ્યે આપેલીછે."

(૧૨૧) "રૂમના બાદશાહ તૈતસને પોતાની પ્રજાનું સારૂં કરવા સરખી બીજી કાંઇ હોંશ નહોતી. એક દિવસે સાંજે તેને યાદ આવ્યું કે 'આજે રૈયતના ફાયદાને માટે મેં કશું કીધું નથી' તેથી પોતાની આસપાસ જેઓ બેઠા હતા તેઓને તેણે કહ્યું—" ભાઈઓ, મારો એક દિવસ ફોકટ ગયો."

## (૧૫) પરણવું સારૂં કે કુંવારા રહેવું ?

(૧૨૨) "પરણેલી જીંદગીમાં માણસોને બે તરેહનાં વિમાસણમાં પડવું પડેછે. જો પોતાની બાઇડીને તેઓ ચાહતા હોયછે, તો રખે તે મરી જાય, તેની તેઓને ધાસ્તી રાખવી પડેછે. પણ જો તેઓ ધિક્કારતા હશે તો તે મરી કેમ જતી નથી? તેની તેઓને ફિકર પડશે!!"

(૧૨૩) "પરણેલી જીંદગી કુંવારાપણાં કરતાં ખુબ સુરત થોડીછે, પણ સલામત વધારે છે. જો કે તેમાં જંજાળ ઘણીછે, તોપણ ભય થોડોછે. તે ઘણી આનંદીછે, તેમ દિલગીરી ભરેલી પણ છે. તેની જંજાળ ઘણીછે, પણ તે પ્યાર અને સખાવતથી ટળી જાયછે; અને તે જંજાળો ખુશી ભરેલી થાયછે. લગ્ન એ દુનિયાની માતા છે. જે રાજ્યની લાજ રાખેછે. ધર્મસ્થાનો અને શેહેરોને આબાદીથી ભરપૂર કરેછે. તેમજ સ્વર્ગ પણ ભરપૂર કરેછે. પણ કુંવારાપણું એક એપલમાંના કીડાની પેઠે હમેશ મીઠાશમાં તો વસેછે ખરૂં, પરંતુ તે એકલપેટું ને બંધીવાન છે, અને તેજ એકાંત હાલતમાં તે મરણ પામેછે. લગ્ન ઉપયોગી મધમાખીની પેઠે ઘર બાંધેછે. દરેક ફુલોમાંથી મીઠાશ એકઠો કરેછે. મંડળીમાં સાથે જોડાયછે, અને મેહેનત કરેછે. દુનીઆને મધુર રસ પૂરો પાડેછે. તેના રાજાને તાબે થાયછે. કાયદામાં રહેછે. બીજા ઘણા સદ્ગુણોને પોતાની સાથે જોડેછે. આદમી જાતના સુખમાં વધારો કરેછે, અને તે એ-

વી જાતનું ભલું સુખછે કે પરમેશ્વરે પોતે હમણાની દુનિયાને માટે જાણે યોજના કીધી હોય." (**જે. રેમી ટેલર**).

(૧૨૪) "જેમ તમારા કુટુંબમાં વધારે માણસો પરણેલા હશે, તેમ ગુન્હા ઓછા થશે. લગ્ન, માણસને વધારે સદ્ગુણી અને વધારે ડાહ્યા કરેછે. કુટુંબનો વડો, પોતાનાં છોકરાં આગળ એબ લાવતો શરમાયછે."

---

## (૧૬) બાદશાહ.

(૧૨૫) " જ્યારે બાદશાહ પ્રમાણિક પણે ચાલવાનો પ્રયત્ન કરે ત્યારે તેની પ્રજા તેને તાબે રહેવાને ખુશી થાય છે. "

(૧૨૬) "સૌથી બૂરો બાદશાહ તેને જાણવો કે જેનાથી સારા માણસો ડરે અને જેના ઉપર ખરાબ માણસો આશા બાંધે. "

(૧૨૭) "દુનિયામાં સર્વેનો આધાર એક બીજા ઉપર છે. માટે બાદશાહ અને પ્રજાએ પણ એક બીજાની મદદે આવવું તથા એક બીજાની બરદાશ લેવી."

(૧૨૮) "બાદશાહની હકુમતના બચાવને માટે લશ્કરની જરૂરછે, લશ્કરના નિભાવને માટે રૈયત ઉપર કર નાખવાની જરૂર છે. રૈયત કર આપી શકે એટલા માટે જમીન ખેડવાની જરૂરછે અને ખેતીવાડી બરાબર ચાલે તેટલા માટે ધારા અને ધાનતદારીની જરૂર છે."

(૧૨૯) " ભયંકર સિંહ, એ આદળ બાદશાહ કરતાં

બહેતર છે, અને લાંબી મુદતની લડાઇ એ અદબ બાદશાહ કરતાં પણ ખરાબછે."

(૧૩૦) "બાદશાહોને લાજમ છે કે જે જગા ઉપર નેતર કામ કરે તે જગા ઉપર તરવાર વાપરવી નહીં."

(૧૩૧) "રાજાઓ દેવતા જેવાછે. જો કોઇ તેમની પાસે જાય તો તેને તેઓ પોતાના તાપથી બાળી નાખેછે પણ જેઓ તેમની સાથે દૂરથી કામ પાડેછે તેમને તેઓ ઘણો ફાયદો કરેછે."

(૧૩૨) "નિરંતર પ્રજાનું પાલન કરવું તથા દુષ્ટને દંડ દેવો એ રાજાનો પરમ ધર્મછે, જે બન્ને નીતિ વિના બની શકતાં નથી."

(૧૩૩) "વળી રક્ષણ કરનાર વિના પ્રજા પોતપોતાની ફરજ બજાવતી નથી અને પ્રજા વિનાનો રાજા પૃથ્વીમાં શોભતો નથી." (શુક્રનીતિ).

(૧૩૪) "રાજાએ ચોર, કાર્યભારી, શત્રુ, હજુરી તથા પોતાના લોભથી પ્રજાની પિતાની પેઠે રક્ષા કરવી; કેમકે રાજા અબન્ધુનો બન્ધુ, આંધળાની આંખ અને ન્યાય માર્ગે વર્તનાર સર્વેનો માતાપિતા છે. (વિષ્ણુશર્મા).

(૧૩૫) "જેમ ભ્રમર પુષ્પને બચાવતાં તેમાંથી રસ ગ્રહણ કરેછે તેમ રાજાએ મનુષ્યને નીચોવ્યા વિના તેમની પાસે કર લેવો. કેમકે જે રાજાથી, પારધીથી મૃગલાની પેઠે પ્રજા ત્રાસ પામેછે તે રાજા સમુદ્ર પર્યંત પૃથ્વીને પામીને પણ નાશ પામેછે." (વિદુર).

(૧૩૬) "રાજાએ જેમ પોતાને તથા ધંધો કરનાર સર્વ પ્રજાને લાભ થાય એ રીતે વિચાર કરી રાજ્યમાં નિરંતર કર ઠરાવવા. અને લોકમાં ધર્મનિષ્ટ થઇ પ્રતિ વર્ષનો કર સારા કારભારી મારફત ઉઘરાવવો. ને પ્રજાને વિષે પિતાની પેઠે વર્તવું. વળી રાજાએ વટેમાર્ગુના સુખ વાસ્તે માર્ગનું સંરક્ષણ કરવું, અને તેમને જે પિડા કરતા હોય તેમને પ્રયત્નથી હણવા." **(માનવધર્મ શાસ્ત્ર.)**

(૧૩૭) બુદ્ધિમાન રાજા અથવા ન્યાયાધિશે એકલાએ કયારેય પણ એકાંતવાસમાં વાદી પ્રતિવાદીનું કાર્ય તપાસવું નહીં, તેમ તેમની વાત પણ સાંભળવી નહીં."**શુક્રનીતિ.**

(૧૩૮) "પ્રજા ઉપર દયા રાખનાર રાજા વૃદ્ધિ પામે છે, અને પ્રજાના ક્ષયથી ક્ષય પામેછે. એમાં સંશય નહીં, માટે રાજા રૂપ ગોવાળે પ્રજા રૂપી ગાયનું પાલન તથા પોષણ કરી ધનરૂપ દૂધ ધીમે ધીમે ગ્રહણ કરવું, અને ન્યાય માર્ગે ચાલવું. કેમકે રાજા પાસે જે ધન, ધાન્ય, રત્ન, વિવિધ પ્રકારનાં વાહન તથા બીજું પણ જે કાંઇ છે તે પ્રજા પાસેથીજ મળેલું હોયછે." **(વિષ્ણુશર્મા).**

(૧૩૯) "જે મૂઢ બુદ્ધિવાળા રાજા, પ્રધાનના હાથમાં રાજ્ય કારભાર સોંપી કેવળ મેહેલમાં મોજ મજા કરેછે તે બિલાડાના સમૂહને દૂધ સોંપી સુઇ રહે છે એમ જાણવું." **(વિષ્ણુશર્મા)**

(૧૪૦) "પ્રજા મૂળછે અને રાજા વૃક્ષ છે. ઓ પુત્ર! વૃક્ષ તેના મૂળથીજ ઘટ બનેછે." **(સેખસાદી).**

# (૧૭) ભાઇઓમાં સંપ રાખવા વિષે.

(૧૪૧) "પ્રૌઢપણામાં પરસ્પરે રસ્તા કરી ભાઇઓએ સંપથી રહેવું. કદી કાંઈ નિમિત્તથી એકઠા રહેલા વાસણની પેઠે ભાઇઓને પણ પરસ્પર વઢવાડ થાય, તો તેમણે પોતાનો સંપ જાળવવા માટે પરસ્પરે બોલેલા વચન ભૂલી જઇ, ઉત્તમ મનુષ્યની રીતે, લીટાવડે જૂદા પાડેલા પાણીની પેઠે પાછા તુરત મળી જવું. અથવા મધ્યમ મનુષ્યની રીતે લીટાથી જૂદી પાડેલી ધૂળની પેઠે થોડો કાળ ગયા પછી મળી જવું; પણ અધમ મનુષ્યની પેઠે, લીટા કાઢી જૂદા દેખાડેલા પથરની પેઠે કદી જૂદાઇ રાખવી નહીં, કેમકે વઢતી વખતે ક્રોધના આવેશમાં અયોગ્ય વચન પણ બોલાઇ જવાનો સ્વભાવ છે, વળી તેમણે ધંધો રોજગાર સાથે મળી કરવો. કેમકે હરકોઈ મોટા રોજગાર થોડી પુંજીએ થતો નથી. ને તે કરવામાં એકલાની હિમત ચાલતી નથી. વળી ધંધામાં કાંઇ નુકશાન જાય તો તે બધાની એકઠી મળેલી પુંજીમાં જણાતું નથી, પણ જો ભાઈઓ પોતપોતાની પુંજીવડે છૂટા છૂટા ધંધો કરે તો જેને નુકશાન આવે તે ઘસાઈ જાયછે, તેમ જો બધા સાથે હોય તો લાકડીના ભારાની પેઠે કોઈ શત્રુથી પરાભવ પામતા નથી, પણ જો છૂટા હોય તો એક એક છૂટી લાકડીની પેઠે નાશ પામેછે. માટે જ્યાંસુધી પ્રત્યેક ભાઇ પોતપોતાનો ધંધો સારી રીતે કરવામાં સમર્થ થાય નહીં ત્યાંસુધી તેમણે ધં-

ધો રોજગાર સાથેજ કરવો. નિરંતર સંપ રહે તે રીતે ઘરમાં જે વડીલ હોય તેને તાબે રહેવું." (પ્રમાણ સહસ્રો).

## (૧૮) મિત્રતા.

(૧૪૨) "આપણે જે ખોરાક લેઈએ છીએ તે ઉપર જેમ આપણા શરીરના બંધનનો ઘણો આધાર રહેછે, તેમજ જે મિત્રોની સાથે આપણે ફરીએ છીએ અથવા વાતચીત કરીએ છીએ તેઓનાજ સદ્ગુણ કે દુર્ગુણ આપણી ચાલચલણના બંધન ઉપર અસર કરેછે—કુદરતે માણસ જાતમાં બીજાની નકલ કરવાની વલણ મૂકીછે તેથી માણસ બોલવું, ચાલવું, ઉઠવું, બેસવું, વિચાર, સમજણ એ સર્વે બીજા પાસેથી શીખેછે." (મીસીસ હર્બર્ટ).

(૧૪૩) "કોઇપણ બે માણસો બાળપણથી સાથે રહીને ઘરડાં થાયછે તો ધીમેધીમે તેઓ એક બીજાને એટલાં મળતાં આવેછે કે આપણને એવું લાગેછે કે જો એ બન્ને ચોકસ મુદત વધારે સાથે ગુજારે તો કદાચ તેઓને એક બીજાથી ઓળખવાનું પણ આપણને મુશ્કેલ પડે." (ઇમર્સન).

(૧૪૪) "કેળવણીને વાસ્તે ઘણા જણે ઘણું એક લખ્યુંછે, પણ એક બીજાના દાખલાથી માણસને જે લાભાલાભ થાયછે તે બાબત ઉપર ઘણું થોડું ધ્યાન આપ્યું છે. મારી સર્વમાં સરસ કેળવણી મારા ભાઈઓએ જે મને દાખલો આપ્યો હતો તેજ હતી. તેઓને સર્વ કામમાં બી-

જાથી સ્વતંત્ર રહીને પોતાનીજ ઉપર આધાર રાખીને ચાલવાની ટેવ હતી અને મેં તેમનો દાખલો પકડીને તેવીજ ટેવ પાડી." (સર ચાર્લ્સ બેલ).

(૧૪૫) "જુવાનીના વખતમાં સ્વભાવે હું ઘણીજ એકમાર્ગી હતી તેથી મને ઘણું નુકશાન થયું, અને પછવાડેથી મને ઘણો પસ્તાવો થયો. એકલું રહેવાથી માણસને બીજાઓના સંકટની વેળાએ તેઓને મદદ કરવાની શું જરૂરછે તે વિષે મુદ્દલ ખ્યાલ આવતો નથી, એટલુંજ નહીં પણ માણસ જાતની શું શું હાજતો છે અને તેમને કેવી અને કેટલી મદદ જોઇએ છીએ તેનો તેને ખ્યાલ પણ રહેતો નથી. આસપાસના લોકો સાથે સહવાસ રાખવાથી માણસને ઘણો સારો અને પક્કો અનુભવ મળેછે. લોકની વચ્ચમાં રહેવાથી તેમનું દુ:ખ જોઇ આપણે તેમની કદર પીછાણવા અને પોતે સંતોષ પકડવા શીખીએ છીએ."

(મીસીસ સ્કીમેલપેનીક.)

(૧૪૬) "એ અજાએબ જેવું છે કે ભલા માણસોથી દુનીઆને મહાભારત ફાયદો થાયછે. ભલાઇ માત્ર ભલાઈ કરનારાનેજ ફાયદો કરેછે અને ભૂંડાઈ ભૂંડું કરનારાનેજ નુકશાન કરેછે એમ ન ધારવું. એકની ભલાઇ બીજા ઘણીને ફાયદો કરેછે, તેમજ એકની બૂરાઇથી બીજા ઘણાની ખરાબી થાયછે. અને એ રીતે નઠારા ગુણો ફેલાવો પામેછે. આપણે પાણીમાં પથ્થર નાખીએ છીએ ત્યારે તેમાં જેમ પહેલું એક નાનું કુંડાળું પડેછે; પછી બીજું જરા મોટું

ડું અને ત્રીજું તેથી મોટું એમ એક બીજાથી મોટાં કું-
ડાળાં જ્યાંસુધી તેઓ કિનારા સુધી પહોંચેછે ત્યાંસુધી પ-
ડ્યાં કરેછે તેમ સારા કે નઠારા માણસની અસર ચોતરફ
લોકોમાં ફેલાવો પામેછે." (**કેનન મોઝલી**).

(૧૪૭) "બર્ક સાથેની વાતચીત અને તેના દાખ-
લાથી મને જે ગુણ થયાછે તે માટે હું તેનો કેટલો આ-
ભારી છું તે હું માન સાથે કબૂલ કરૂંછું—જે કાંઈ હું ચોપ-
ડીઓમાંથી શિખ્યો છું, જે કાંઇ દુનીઆના લોકો અને તે-
મને લગતી બાબતોથી મને જ્ઞાન મળ્યુંછે તે સઘળું ત્રા-
જવાના એક પલ્લામાં મૂકું અને બર્કની શિખામણથી અને
તેની સાથે વાતચીત કરવાથી મારામાં જે સુધારો થયોછે
તે બીજામાં મૂકું તો તે બીજું પલ્લું ઘણુંજ વધારે ભારે
થાય." (**શેક્ષ**).

(૧૪૮) "તમે મને કહો કે તમને કેવા મિત્ર પસંદ
છે તો હું તરત તમને કહું કે તમે પોતે કેવા છો, અને
તમારી ચાલચલણ, તમારા શોખ અને તમારા ગુણ કેવા
છે? તમે હલકા માણસને પસંદ કરોછો? ત્યારે તો તમે હ-
લકા ખવાસના છો. તમે પૈસાદારને ચાહો છો? ત્યારે તો ત-
મે આ જગતની ખાલી માયાનો શોખ રાખો છો. તમને
મોટી પદવી અને ખીતાબવાળા પુરૂષો ગમેછે? ત્યારે તો ત-
મે ખુશામતીઆ અને નિંદાખોર છોજ—તમે પ્રમાણિક, બ-
હાદુર, અને હિંમતવાળા માણસોને ચાહોછો? ત્યારે કહું-
છું કે તમે પણ તેમના જેવા છો." (**પ્રોફેસર સેન્ટબીવ**).

(૧૪૯) "સત્પુરૂષોની સંગતિ બુદ્ધિની જડતાને હણેછે. વાણીમાં સત્યને સિંચન કરેછે. માન વધારેછે. પાપને ટાળેછે. ચિત્તને પ્રસન્ન કરેછે; અને દશે દિશામાં કીર્ત્તિને ફેલાવે છે. કહો! પુરૂષને સત્સંગતિ શું શું નથી કરતી?"

(ભર્તૃહરિ).

(૧૫૦) "બુદ્ધિમાનોએ પોતે સંપૂર્ણ છતાં પણ મિત્રો કરવા, કેમકે સમુદ્ર પરિપૂર્ણ છે તોપણ ચંદ્રના ઉદયને ઈચ્છેછે." (વિષ્ણુ શર્મા).

(૧૫૧) "પોતાથી હલકા ગુણવાળાની સોબતથી મતિ હણાયછે. પોતા સમાન ગુણવાળાની સોબતથી સમાન રહેછે ને પોતાથી વિશેષ ગુણવાળાની સોબતથી વિશેષ થાયછે." (વિષ્ણુ શર્મા).

(૧૫૨) "દુર્જનની સાથે મિત્રાઇ અથવા સહેજ પ્રીતિ પણ ન કરવી કેમકે સળગતો કોયલો બાળેછે અને ઠરી ગએલો હાથ કાળા કરેછે." (વિષ્ણુ શર્મા.)

(૧૫૩) "પ્રિય વાક્ય બોલવા થકી સર્વ પ્રાણી રાજી થાયછે માટે તેજ બોલવું કેમકે સદ્વચનનો કયાં ટોટો છે!"

(ચાણાક્ય નીતિ).

(૧૫૪) "પાપ કર્મથી વારે. હિતમાં જોડે. છાનીવાત ઢાંકી રાખે. ગુણોને પ્રગટ કરે. આપત્સમયે છોડે નહીં. વખતસર મદદ કરે એ સત્પુરૂષોએ સન્મિત્રનાં લક્ષણ કહ્યાં છે." (ભર્તૃહરિ).

(૧૫૫) "મૃગ મૃગ સાથે, ગાય ગાય સાથે, ઘોડા ઘો-

ડા સાથે, મૂર્ખ મૂર્ખ સાથે, અને પંડિત પંડિત સાથે સોબત કરેછે, કેમકે સમાન સ્વભાવ તથા વ્યસન વાળાને પરસ્પર મૈત્રી થાયછે." (વિષ્ણુશર્મા).

(૧૫૬) "આ અતિ સ્નેહીછે એમ ધારી નીચ મનુષ્યનો વિશ્વાસ ન કરો. કારણ એમનું કામ સિદ્ધ થયું તો એમનો સ્નેહ પણ રડાવેછે." (વિષ્ણુશર્મા)

(૧૫૭) "જે જેના મનમાંછે તે દૂર છતાં પણ પાસેજ છે ને જે જેના મનમાં નથી તે પાસે છતાં પણ દૂર છે." (વિષ્ણુશર્મા).

(૧૫૮) "ઘર જેવું પણ ઘર નહીં, એકાંત જવું પણ એકાંત નહીં, એવી ચીજ તે એક માણસનો દોસ્ત છે." (સર વીલીયમ ટેમપલ).

(૧૫૯) " ઉત્તમ માણસની સોબતથી ડગલે ડગલે માન વધેછે. જેમકે સુતરનો તાંતણો તુચ્છ જેવો છે, પણ તે ફુલના હારમાં પરોવાયો એટલે તોરો થઈને કોઈ મોટા પુરૂષના મસ્તકપર જઇને બેસેછે."

(૧૬૦) **સંગત કોની કરવી?**—"જો કોઈ માણસને પોતાના વિષે સારો વિચાર બેસાડવાની ખુશી હોય તો તેણે, જેઓને માટે સારો વિચાર બેઠેલો હોય તેનીજ સંગત કરવી." (લાબ્રુએર).

---

## (૧૯) મદ્યપાન.

(૧૬૧) "દારૂની અસરપર પંડિતજીના ભાષણ કરતા

છાકટાની હાલત જોવી એ વધારે સરસ ભાષણછે."

(સેવીલ).

(૧૬૨) "દરિઆ કરતાં દારૂએ વધારે માણુસોને બુડાડયાં છે."

(૧૬૩) "જો તમારે તમારૂં મન સ્વચ્છ રાખવું હોય અને શરીર તંદુરસ્ત રાખવું હોય તો કેફી દારૂ પીશો નહીં."

(૧૬૪) "ઘેલછા, પડીજવું તથા જેમ તેમ બોલવું એ સન્નિપાતના સર્વ લક્ષણ મદ્યપાન દેખાડેછે."

(૧૬૫) "છાકટાપણું અક્કલનો નાશ કરેછે, યાદદાસ્તને ડૂબાડેછે. શરીરને રોગી કરેછે, ખુબ સુરતીને ઝાંખ પમાડેછે, કૈવતને ઓછું કરેછે, લોહીને ઉકાળેછે, અંદર અને બહાર ન રૂઝાય એવા ઘા પાડેછે. અક્કલનો દુશ્મનછે. જીવનો જમછે. ગજવાનો ચોરછે. કંગાળનો દોસ્તછે. બાઇડીનું દુઃખછે, અને છોકરાંની દિલગીરીછે."

(૧૬૬) "હું છાતી ઠોકીને કહુંછું કે જે માણુસ કેફી દારૂ પીએ છે, તેને પહેલ વહેલાં કોઈ કોઈ વખત પીવાની, અને આખરે ખુબ ચડાવવાની ટેવ પડેછે. આ ટેવથી કેદમાં પડેલાના ત્રાસદાયક દાખલા મેં જોયા છે. અગાડી સારા નીકળી આવશે એવા દેખાતા જુવાન પુરૂષો પીવાની ટેવથી દુર્ગુણુમાં પડેલા છે, હેરાન થઈ ગયા છે, અને આખરે કમોતે મુવા છે. ઘણા વેપારીને તેણે દીવાળું ફૂંકાવ્યું છે. આથી કરી ઘણા વિદ્યાર્થિઓ કેદમાં પડેલા

છે. આ ટેવે ઘણા વિદ્યા ગુરૂઓને ફતંગ દીવાળીઆ કરી મૂક્યા છે. ઘણાં માન પામેલા, સુભાષિત અને અત્યુપયોગી ધર્માધ્યક્ષોને તેને ફસાવી દીધા છે અને ખુલ્લી આંખે પોતાના કમનસીબ ઉપર ટગર ટગર જોતા લોકને નિન્દારૂપી ખાડાગાં ગગડાવી દીધા છે. મને ખબર છે કે ઘણીજ સરસ અને ચોખ્ખી બુદ્ધીવાળા અને અત્યંત દૃઢ સ્વભાવના માણસોને તેણે છોકરાં તથા મૂર્ખ કરતાં પણ ખરાબ કરી નાંખ્યાછે. આથી કરી સારા સારા ગૃહસ્થો હેવાન સરખા બની ગયાછે. ઉત્તમ પ્રતિની બુદ્ધિના કવિઓને તેણે ફાંસી કરતાં વધારે ખરાબ ફાંસામાં ફસાવી દીધા છે અને આખરે તેઓનાં મોત વહેલાં આણ્યાં છે. રાજપ્રકરણી માણુસો તેમજ વકીલ અને જડજોનો તેણે સંહાર કર્યો છે. પ્રિય પિતા અને પ્રેમાનુરાગી ધણીઓને તેણે રાક્ષસ સમાન કરી મૂકેલ છે. પ્રમાણિક માણુસોને તેણે લુચ્ચાના સરદાર બનાવી દીધા છે. ઘણાંજ સુંદર તથા નાજુક બાંધાનાં સ્ત્રીપુરૂષને તેણે ધૂલાવી દીધાં છે.”

**(ચાર્લ્સ બકસટન).**

## દારૂ પીવાના મહાભારત ફાયદા !!!

(૧૬૭) એક પ્રખ્યાત કવિ કહે છે કે—“જો તમારે ગરીબ થવાની ઈચ્છા હોય તો દારૂ પીઓ, અને પછી તરતજ તમારી પાસે ખોટી બદામના પણ વાંધા પડશે. તમારે છેતરાવું હોય તો મદિરા પીઓ કારણ કે એમ ક-

રવાથી આ કામ સેહેલાઈથી થશે. તમે એમ ધારતા હો કે હું ઘણોજ જોરાવર છું તો સુરાપાન કરો અને તમે તરતજ જોઇએ તેવા દુર્બળ થઈ જશો. તમારે પૈસા ઉડાડી નાખવા વિચાર હોય તો મદ્યપાન કરો એટલે તમારો પૈસો તમને ખબર પડયા વિના ચાલ્યો જશે. તમારે તમારા મિત્રોનો તિરસ્કાર વહોરી અળખામણા થવું હોય તો દારૂ પીઓ એટલે તમે તરતજ અણગમતા થઇ પડશો. તમારે કરજ કરવું હોય, કીચડ અથવા ગટરમાં પડવું હોય, ગાડીઓ વચ્ચે ગબડવા ખુશી હોય, હાડકાં રંગવાં હોય અને પોલીસના થાણામાં બેસવા વિચાર હોય તો દારૂ પીઓ એટલે તેમાં તમે ફતેહમંદ થયા વગર રહેશો નહીં. આટલું બધું કરતાં ન થાઓ તો તમારા કર્મનો વાંક ગણાશે. તમારે તમારૂં શરીર બગાડી નાખવું હોય તો દારૂ પીઓ કેમકે દારૂ એ દુઃખ દરદનો દોસ્ત છે. તમારે તમારો માલ ખજાનો શરીર અને આત્મા ખોવો હોય તો દારૂ પીજો એટલે તમારી ઉમેદ જલદીથી બર આવશે!!!"

---

## (૨૦) મૂર્ખ.

(૧૬૬) "પર્વતની વિકટ જગામાં તેમજ વનમાં રહેનારા પશુઓની સાથે રહેવું સારૂં પરંતુ ઈંદ્રના ભુવનમાં પણ મૂર્ખ લોકોની સાથે રહેવું સારૂં નથી."

જળે કરીને અગ્ની શાંત થાયછે, સૂર્યનો તાપ છત્રવડે શાંત પડેછે. મદોન્મત્ત હાથી અંકુશ વડે હાથ થાયછે. લા-

કડીએ કરીને ઢોર વશ થાય છે. ઓષધે કરીને વ્યાધિનો નાશ થાયછે. વગેરે અનેક વાતોના ઉપાય વિદ્વાનોએ કહ્યા છે પણ મૂર્ખને સમજાવવાનો રામબાણ જેવો ઈલાજ કોઇએ બતાવ્યો નથી."

(૧૬૭) **મુર્ખઆદમી તે કોણ**—" ૧ વગર કારણે ગુસ્સે થનાર. ૨ વગર બોલાવ્યું અથવા વગર અર્થનું બોલનાર. ૩ કોઇની નકામી ભાંજગડ કરનાર. ૪ અજાણ્યા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખનાર. ૫ દોસ્ત કોણ અને દુશ્મન કોણ તે વિષે જેને ખબર નહીં તે. ૬ વગર કામે આણી ગમથી પેલીગમ ધક્કા ખાનાર. ૭ જરાજરામાં પોતાનો મત ફેરવી નાંખનાર. ૮ થોડું સમજીને ઘણું જાણવાનો ડોળ રાખનાર."

(૧૬૮) " ડાહ્યો માણુસ બોલવાની અગાઉ વિચાર કરેછે પણ મૂર્ખ આદમી બોલ્યા પછી વિચાર કરેછે."

(૧૬૯) " મૂર્ખાઓ ખરૂં ખોટું સઘળું સાંભળવાને કાન ખુલ્લા રાખી ફરેછે પણ ખરૂંખોટું તપાસવાને આંખ સદા બંધ રાખેછે."

---

## (૨૧) મોત.

(૧૭૦) બુઢ્ઢા માણુસો મોતને શોધેછે, અને મોત જુવાનને શોધેછે."

(૧૭૧) "ઝાડ ઉપરનાં પાંદડાં વખતસર ખરી પડે છે, ફુલો પણ વખતસર કરમાય છે. સૂર્ય અને ચંદ્ર પણ

વખતસર આથમે છે; પણ અરે! અરે! મોત તારે વાસ્તે સઘળો વખતે તૈયારછે." (ફ્રેલીશીઆ હીમન્સ).

(૨)

"આપણે જાણીએ છીએ કે ચંદ્રની કળા ક્યારે ઓછી થવા માંડશે. આપણે જાણીએ છીએ કે ઉનાળો ક્યારે આવશે. આપણે જાણીએ છીએ કે ચોમાસુ ક્યારે બેસશે. પણ અરે! મોત, તું ક્યારે આવશે, તે અમને કોણ જણાવશે?" (ફ્રેલીશીઆ હીમન્સ.)

(૩)

"દિવસનો વખત મહેનત કરવા માટેછે. સાંજનો વખત ફરવા હરવા તથા ખુશીમાં ગુજારવા માટેછે. રાતનો વખત સુવાનો તથા ભજન કરવાનો છે પણ દુનીઆપર સર્વથી જોરાવર મોત, તારે વાસ્તે સઘળો વખત તૈયારછે."

(૧૭૨) "જીંદગી એ એક, મુસાફરીછે, મોત આપણને ઘેર પહોંચાડેછે."

(૧૭૩) "જે માણસ મોત માગે તેની અગાઉ મરે તેના જેવો બીજો કોઈ સુખી નહીં." (બેકન).

(૧૭૪) "એક રાજ્યકર્ત્તાએ એક ખાસ અમલદાર પોતાની પાસે એટલા માટે રાખ્યો હતો કે તેને તેના મોતની યાદ આપ્યા કરે. અને દરરોજ સવારમાં ચોકસ વખતે મોઢેથી એમ કહે કે શાહ! યાદ રાખજે કે તારે મરવું છે."

(૧૭૫) મોત કીર્ત્તિનું બારણું ઉઘાડેછે, અને અદેખાઇને બુઝાવેછે. (બેકન).

(૧૭૬) એક શખ્સે આવીને નોશેરવાને આદિલની પાસે વધામણી ખાધી કે તમારા ફલાણા દુશ્મનને ઇશ્વરે આ દુનિયામાંથી ઉઠાવી લીધો. તે સાંભળીને પાદશાહે કહ્યું કે તે તો ઠીકછે. પણ તે મને મૂકી દેશે એવું તેં કાંઇ સાંભળ્યું? દુશ્મનના મરવાથી મને કાંઈ ખુશી થવાનું કારણ નથી, કેમકે મારી કાયા પણ કાંઈ અમર નથી." (શેખ સાદી.)

(૧૭૭) એક કવિ કહેછે કે જે માણસ મરણ પામેછે તે પાપથી છુટો થાયછે. ત્યારે તે મરણ પામ્યોછે એમ શા માટે કહેવું જોઇએ? સુખી જીંદગી તો ત્યારેજ શરૂ થાયછે ત્યારે મરવાને શા માટે બીહીવું જોઇએ? જે માણસ જીવે છે તે માણસ અપરાધ કરવાને ચાહેછે ત્યારે તેને જીંદગી શામાટે કહેવી જોઈએ?

(૧૭૮) માણસ માત્ર રડતું જન્મેછે. ફરિયાદ કરતું પોતાની જીંદગી ગુજારેછે અને નિરાશ થઈ મરણ પામેછે.

(૧૭૯) મૃત્યુ—એ કોઇ દિવસ પણ આવશેજ. તે સઘળાને આવ્યુંછે. મારાથી મોટા વધારે ડાહ્યા તથા સારાને પણ મૂકયા નથી.

(૧૮૦) વિષયના ભોગની ઇચ્છા મટી ગઈ, લોકોમાં થતો ઘણો સત્કાર બંધ પડયો. પોતાની ઉમરના સ્વર્ગમાં ગયા. અને પ્રાણપ્રિય સ્નેહીઓ હતા તે પણ ગયા. ધીરે ધીરે

લાકડી ઝાલીને ઉઠાયછે. ઘણા અંધારાથી આંખો રૂંધાયછે. શરીર ઘણું દુર્બળ થઇ ગયુંછે. તોપણ મોતને વાસ્તે હું મરી જઇશ એમ ધાસ્તી રહે છે. ઓ હો હો! કેવું આશ્ચર્ય !!!

## (૨૨) વખત.

(૧૮૧) "જે જે કૃત્ય માણસ કરેછે, તેમાં તેનો કાળ જાયછે. જેને વાસ્તે આપણી વહેતી જીંદગી આપણને મળી છે. તે કરતાં કરતાં આપણો અંત આવેછે એટલુંજ નહીં પણ કાળ તો આપણે ઉદ્યમી હોઈએ કે સુતા હોઈએ તોપણ પોતાનું પગલું નિયમિત ક્રમે ભર્યે જાયછે. આપણે રમતા હોઈએ કે શ્રમ કરતા હોઇએ, ઉંઘતા હોઈએ કે અભ્યાસ કરતા હોઇએ તોપણ સૂર્યની ગતિ અટકતી નથી, અને શીશીમાંની રેતી પડ્યેજ જાયછે. ઘડી ઉપર ઘડી ભરાઇ જાયછે. એક કલાક સુકૃત્યમાં ગાળ્યો કે કુકૃત્યમાં ગાળ્યો તોપણ તેનું માપ તેટલુંજ છે. પણ સારાં અને નરતાં કૃત્યનો ફેર અનંત છે. જેમ નઠારાં કૃત્યમાં વખત જાયછે તેમ સારાં કૃત્ય કરતાં પણ કાળ વહી જાયછે. પણ સારાં કૃત્યથી ભવિષ્ય સુખનો સંચય થાયછે, અને તે કરવામાં જે આપણે ખોઇએ છીએ તેનો ભરપૂર બદલો આપણને પાછળથી મળશે. સદાચરણ કરતાં આપણે વખતને બદલે કાંઈ બીજી વસ્તુઓ ખરીદ કરીએ છીએ; પણ જે ખોટાં કર્મ આપણે કરીએ છીએ તે આપણો વખત ચોરી લેછે એટલુંજ નહીં પણ ભવિષ્ય દુઃખ-

દાયક મૂળ થઇ પડેછે. સારાં કૃત્યથી પરલોકમાં સુખનો સંગ્રહ થાયછે અને નઠારાં કર્મથી દુ:ખનાં બી રોપાયછે ત્યારે આ જીંદગી કુમાર્ગે શા માટે ખરાબ કરવી જોઇએ? જીંદગી દરરોજ ખૂટતી ચાલી જાયછે તો તે એવાં કર્મમાં ગાળવી કે જેથી ભવિષ્યમાં સુખ મળે. જે જે કરવું તે પહેલાં વિચારવું કે કર્યા પછી આનું શું પરિણામ થશે? સારૂં પરિણામ નિપજે એવું હોય તો તે પૂરૂં કરવું, પણ ખોટું થવાનું હોય તો તે કામ આરંભવું નહીં, અથવા આરંભ્યું હોય તો એટલેથીજ મૂકી દેવું—દુર્ગુણ ઉડાઉ છોકરાની પેઠે વારસો વેચી બેસેછે અને સદ્ગુણ સાધનનો સંગ્રહ કરી તે ખરીદી લેછે." (ફ્રીથામ).

(૧૮૨) "વખત એ સોનું છે." (ફ્રાન્કલીન)

(૧૮૩) "ઇંગ્લાંડની રાણી ક્વીન ઈલીઝાબેથ મરતી વખત બોલી હતી કે અરે વખત, અરે વખત, એક પળને માટે આખી દુનિયાનો ખજાનો થોડો છે!"

(૧૮૪) "ખોવાએલું ધન ઉદ્યોગથી પાછું પ્રાપ્ત કરાય. ગયેલી તંદુરસ્તી મિતાહારથી પાછી આવે. ભૂલી ગએલી વિદ્યા અભ્યાસથી ઉપસ્થિત કરાય. મિત્રનો વિરોદ્ધ કાળે કરી ઘસાઇ પાછો સંપ થાય. ગયેલી આબરૂ પણ પશ્ચાતાપ અને સદ્ગુણથી મેળવી શકાય, પણ ગયેલા કલાક કોણે ફરીથી દીઠાછે? બેદરકારીથી ગાળેલા વર્ષો કોનાં પાછાં આવ્યાંછે? તે વર્ષો પાછાં આણી કોણે તે કાળનો ડાહપણથી ઉપયોગ કર્યોછે? અને ધર્મરાજાના દફતર-

માંથી વ્યર્થ ગુમાવેલા કાળની નોંધ કોણે ભુંશી નાંખીછે?"
(મીસીસ સીગનરની).

(૧૮૫) ઑલફ્રેડ બાદશાહને કોઇએ પૂછયું કે આટલાં બધાં કામ કરવાને તમને શી રીતે વખત મળે છે? તેણે જવાબ દીધો કે "હું વખત ખોતો નથી તેથી તે મને મળી શકેછે."

(૧૮૬) "સારી તક કાંઇ વારંવાર મળતી નથી. જો એક વાર મળેલી તક હાથથી જવા દીધી તો તેવીજ તક બીજી વાર તમારા હાથમાં આવવાની તમારે વકી રાખવી નહીં."

(૧૮૭) "તું તારી જીંદગીને ચાહતો હોય તો વખત ગુમાવતો ના. જીંદગીછે તે વખતનીજ બનેલીછે. જરૂરના કરતાં ઊંઘની અંદર આપણે કેટલો બધો વખત ગુજારીએ છીએ. આપણે ભૂલી જઈએ છીએ કે મરી ગયા પછી સૂવાનું પુષ્કળ છે. ગઇ વેળા પાછી આવતી નથી. આપણે કહીએ છીએ કે વખત ઘણો-ઘણોછે, પણ તે થોડો માલમ પડેછે. આળસાઈથી સઘળી ચીજ મુશ્કેલ થઇ પડેછે પણ ઉદ્યોગથી સઘળી સહેલી થાયછે." (ફ્રાન્કલીન)

(૧૮૮) **વખતની તંગી**–સેનેકા કહે છે કે "આપણે મનુષ્યજાત વખતની તંગી વિષે વારંવાર ફરિયાદ કરીએ છીએ કે વખત ઘણોજ ટુંકોછે. ફલાણું કામ કરતાં વખતે દગો દીધો, વખત નહીં મળ્યો, બાકી કામ પૂરૂં કરી નાંખ્યું હોત. એ ફરિયાદ જુઓ કે કેટલી ખોટી કરીએ છી

એ? જો કે વખત ટુંકો માલમ પડેછે તોપણ, આપણે તેને કેટલો આળસાઈમાં ગુમાવીએ છીએ. કેટલાક માણસો પોતાનો વખત ઘણો ખરો આળસાઈમાં ગુમાવેછે.— વળી કેટલાક નઠારાં કામો કરવામાં ગુમાવેછે, અને કેટલાક નજીવી બાબતોમાં દહાડાના દહાડા ગુમાવી નાંખેછે. ત્યારે એમની એ ફરિયાદ કયી તરેહની? આપણી જીંદગીના વખતને જો જાણવો હોય કે કેટલો ગયોછે, તો કલાક અને મિનિટથી નહીં ગણવો, પણ શું સદ્ગુણ કે દુર્ગુણનાં કર્મો કીધાંછે? અને કેટલાં કીધાંછે એ ગણવાં જોઇએ છીએ. જેમ એક બેવકૂફનો વખત તેની પોતાની આળસથી લાંબો થતો માલુમ પડેછે તેમજ એક સુજ્ઞને પોતાનો વખત તેના વિચારોથી તેને લાંબો માલમ પડેછે. બેવકૂફને પોતાનો વખત ઘણો લાંબો માલુમ પડેછે તેનું કારણ એ કે વખતને સારે માર્ગે કેમ વાપરવો તે તેને ખબર નથી અને પેલા સુજ્ઞને જે લાંબો માલમ પડેછે તેનું કારણ એ કે દર મિનિટે તેને નવા નવા વિચારો આવ્યાજ કરેછે અને તે તેનું સુખ ભોગવી જાણેછે."

---

## ૨૩ વદવું.

(૧૮૯) "જ્યાં સુધી તારો બોલ તારા મનમાં છે ત્યાં સુધી તે તારા અખત્યારમાં છે. પણ એકવાર તે બહાર પડ્યો કે પાછો આવી શકતો નથી." (**રોસકોમન.**)

(૧૯૦) "જીવવું અને મરવું જીભ ઉપર રહેલું છે."
(સાલોમન.)

(૧૯૧) "લગામ વગરની જીભનો પરિણામ કમનસિબ થાયછે. દુનિયાદારીના સર્વે કામકાજમાં મનુષ્ય પ્રાણી પોતાના સદ્‌ગુણ કરતાં જીભથી જીતી જાયછે, અને નસિબવાન થઈ જાયછે. તેમજ દુર્ગુણે કરી ભાગ્યહિન થાય તેના કરતાં જીભને લગામ નહીં રાખ્યાથી વધારે થાયછે."
(યુરીપીડીઝ.)

(૧૯૨) "વચન, એ અક્કલનો આબેહુબ ફોટોગ્રાફ છે."

(૧૯૩) "વાત ચીત કરવાની રીત ઘણા ખરા લોકો જાણતા નથી. જ્યારે તમે હરકોઇ સાથે વાતચીત કરવા લાગો ત્યારે આટલી વાત તમારે જાણવી જરૂરની છે કે તે તમારી વાત સાંભળવાને ખુશી છે કે તે પોતાની વાત તમને સંભળાવવાને ખુશી છે."

(૧૯૪) જીભ છે તે જંગલી જનાવર છે; જો તેને કબજામાં રાખશો તો તે તમારો બચાવ કરશે, પણ જો તેને છૂટી મૂકશો તો તે તમારા કકડા કરશે. જેમ પૈસા સંભાળીને જ્યાં ઘણી અગત્ય જેવું હોય ત્યાં વાપરો છો તેમજ તમારા બોલો સંભાળીને ઉચ્ચારો. કેમકે હજારો સોના મહોરો વગર કારણે ખરચવાથી જેટલું નુકશાન થશે નહીં તેટલું નુકશાન એક બોલ વગર કારણે ઉચ્ચારવાથી થશે."

(૧૯૫) "વાતચીત કરવામાં ઘણા મીઠા શબ્દ વાપરવા જોઈએ; કારણ કે ખરાબ શબ્દોથી તલવારના ઘા કરતા

પણ વધારે ઝેરી અસર થાયછે, માણસની કિંમત તેના વિચાર અને વાતચીત ઉપરથી થાયછે."

(૧૯૬) "જે મનુષ્ય ઘણા પ્રશ્નો પૂછશે, તે ઘણું શીખશે. અને તેથી ઘણો સંતોષ પામશે. અને એમ ખાસ કરીને બનશે ત્યારે, કે જ્યારે તે સામા ધણીઓની કાબેલીયત મુજબના સવાલો તેઓને પૂછશે કેમકે તેથી તે તેઓને જવાબ દેતી વેળા રાજી થવાની તક આપશે, અને વળી પોતે હમેશાં એ રીતે જ્ઞાન મેળવતોજ રહેશે."

(બેકન.)

——०O०——

## (૨૪) વિદ્યાભ્યાસ.

(૧૯૭) "વિદ્યાભ્યાસ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તિમાં શણગાર, તથા વિપત્તિમાં દિલાસો છે. ઘરમાં તેથી આનંદ ઉપજેછે, બહાર નમ્રતા પથરાય છે; અને દિવસે કે રાત્રે, મુસાફરીમાં કે એકાંત વાસમાં તે આપણને છોડી જતો નથી." (સિસરો.)

(૧૯૮) "પુસ્તકમાં જે વિદ્યા તથા પારકાના હાથમાં જે ધન હોય તે ખપ પડે કામ આવતાં નથી."

(૧૯૯) "શાસ્ત્ર અનંત છે અને વિદ્યા ઘણી છે. આયુષ્ય થોડું છે અને તેમાં વિઘ્ન ઘણાં છે. માટે જેમ હંસપક્ષી દૂધ મિશ્રત જળમાંથી દૂધને ગ્રહણ કરેછે તેમ તે સર્વમાંથી સાર ગ્રહણ કરવો.

(૨૦૦) શાસ્ત્ર ભણ્યા છતાં પણ જે ઉદ્યોગ રહિત હો-

ય તે મૂર્ખ—ને જે ઉદ્યોગી હોય તે વિદ્વાન કહેવાયછે; કેમકે સારી રીતે ચિંતન કરેલું ઔષધ નામ માત્રે કરી રોગીઓને આરોગ્ય કરતું નથી પણ ખાધેથી કરે છે."

(વિષ્ણુશર્મા.)

(૨૦૧) મનુષ્યને વિદ્યા વિનય આપેછે—ને વિનયથી તે વ્યવહારમાં પાત્ર અર્થાત્ લોકોના વિશ્વાસને યોગ્ય થાય છે—જેથી ધન મેળવી શકેછે. અને ધનથી પરોપકાર થઈ શકે અને તેથી અંતઃકરણને સુખ થાયછે."(વિષ્ણુશર્મા)

## (૨૫) સત્ય.

(૨૦૨) "સત્ય વડે વાયુ વાયછે. તથા સૂર્ય આકાશમાં પ્રકાશેછે. સત્ય, વાણીની પ્રતિષ્ટા છે. સત્યમાં સર્વ રહેલું છે-માટે સત્યને શ્રેષ્ઠ કહેછે."

(૨૦૩) "આ લોકમાં સત્ય સમાન ધર્મ નથી. સત્યથી કાંઈ શ્રેષ્ટ નથી. અને અસત્યથી બીજું કાંઈ અતિશય ખરાબ નથી."

(૨૦૪) "જે પુરૂષ સત્ય બોલેછે તથા લીનતા રાખેછે અને પરસ્ત્રીને પોતાની મા પ્રમાણે જાણે છે તેને ભગવાન નહીં મળે તો તેનો હું જામીન છઉં." (તુળસીદાસ)

(૨૦૫) "ઓ મારા અંતઃકરણ! તું ધ્યાન લગાડી સાંભળી લે. જો તું સત્યથી ચાલીશ તો તને વખત, મિત્ર, તથા બીજા સર્વ સુખો મળશે. ડાહ્યા માણસો સત્યનો કદી ત્યાગ કરતા નથી, કેમકે તેથી કરીને માણસની સુકીર્ત્તિ

થાયછે, તુ સત્યે ચાલીને સૂર્યના પ્રકાશ પ્રમાણે પાપ રૂપી અધકારનો નાશ કરશે તો તું અમૂલ્ય છે. સત્ય વગર બીજુ ભાપણ્ કરીશ મા. કેમકે જમણી બાજુ ડાબી બાજુથી ઘણી સારી છે. સર્વ દુનિયાગાં સત્ય વગર સારી ચીજ બીજી નથી. સત્યના ઝાડને કાંટા નથી. અસત્ય બોલવા જેવું ખરાબ બીજુ કાંઈ નથી. અસત્યથી બે આબરૂ થાય છે. જે ગાણુસ અસત્ય માર્ગે ચાલેછે તેનો પરલોકમાં કેમ છૂટકો થશે. ? ”

(૨૦૬) “આ દુનિયામાં અસત્ય બોલવાથી શરમ પ્રાપ્ત થાય. જેમ કાઇ જખમ સારો થાય તોપણ તેનો ડાઘ પછવાડેથી રહેછે તેમજ જે એક વખત જૂઠું બોલવા લાગ્યો એટલે તને તેજ ટેવ પડેછે. પછી તે ખરૂં બોલવા લાગે તોપણ કોઇ તેનો ભરોસો રાખતું નથી.” (સાદી)

(૨૦૭) “સત્ય ભાપણ સાંભળવા જેવી બીજી કાંઈ આનંદકારક વાત નથી; અને પ્રગાણિક માણુસ સાથે ભાષણ કરવા જેવું બીજું સુખ નથી; કેમકે તે ભોળાપણાથી સાભળી લેઇને બીજાને છેતરવું એવું તેના મનમાં કદી આવતુંજ નથી. સત્ય બોલવાવાળા લોકોનું ભાષણ સરલ છે; કેમકે તે શબ્દોની ચતુરાઇ તરફ પોતાનું ધ્યાન લગાડતો નથી. તેઓને સોગન આપવાની ન્યાયાધીસને જરૂર રહેતી નથી.” (પ્લેટો)

(૨૦૮) “સત્યનો ભગ કરવો એના જેવો મોટો દોષ બીજો નથી. જો સત્ય છોડી દીધું તો દુનિઆમાંનો સઘળો

વ્યવહાર બુડયો એમ જાણવું. જો સર્વ લોકો જૂઠું બોલવા લાગશે તો પ્રત્યેક મનુષ્યને જૂદા જૂદા થઇને પોતપોતાનું પેટ ભરવા વાસ્તે જંગલમાં જઈ રહેવું પડશે. અસત્ય બોલવું એ અઘોર પાપ છે. જૂઠા માણસની મર્યાદા વેશ્યાની મર્યાદા જેવી હોયછે અને તેનું હસવું ખુની માણસના જેવું છે, તથા તેનું ચુંબન મોતના સરખું છે." (જોનસન)

(૨૦૯) "સત્ય એ ઈશ્વરનું શરીર છે અને જે પ્રકાશ છે તે તેની છાયા છે. (પ્લેટો)

(૨૦૬) "સત્યવડે પૃથ્વીનું ધારણ એટલે સ્થિતિ થાય છે. સૂર્ય પણ સત્યવડેજ પ્રકાશ કરેછે. તેમ પવન પણ સત્યવડેજ વાય છે. આખું જગત સત્યવડે ચાલેછે વાસ્તે સત્ય એજ બધાનું ધારણ છે. ને તે જે વખતે નાશ પામશે તે વખતે પ્રલય થશે."

(૨૧૧) "સચ્ચાઈ એ એક નહીં ખોટું પડે એવું વચન છે. નહીં તોડી શકાય એવી ઢાલ છે. નહીં કરમાઇ જાય એવું સુગંધી ફુલ છે. નહીં લૂટાઈ જાય એવી દોલત છે અને નહીં જીતી શકાય એવો દેશ છે."

(૨૧૨) "જે માણસ પ્રમાણિક નથી તે ડાહ્યો અને સહિસલામત નથી એ મોટી સત્યની વાત જો માણસો વિચારે તો સર્વ લોકોને ખાનગી અને જાહેર રીતે કદી પાર આવે નહીં એટલો બધો બેહદ ફાયદો થાય."

(સર વોલ્ટર રેલે).

## (૨૬) સ્ત્રી.

(૨૧૩) "સ્ત્રીની તરવાર તે તેની જીભડી છે અને તેના ઉપર તે કાટ ચઢવા દેતી નથી."

(૨૧૪) "સોનાની કસોટી દેવતા છે, ઓરતની કસોટી સોનું છે. તથા મરદની કસોટી ઓરત છે."

(૨૧૫) "સ્ત્રી એ સુખનું સાધન છે, તેના ઉપર ઘટે તેટલી પ્રીતિ રાખવી પણ તેને વશ થવું દુરસ્ત નથી. કેમકે સ્ત્રીને વશ થનાર ભર્થારના ઘણીવાર ભૂંડા સંસ્કાર થાયછે."

(૨૧૬) "જો તારી બાઈડી તને ડાહપણવાળી માલમ પડે તોજ તેને તારી છૂપી વાતોની ભાગીદાર કરજે-નહીંતર તારા વિચારોને તારા હૃદયમાં તાળુ દઈને રાખી મેલજે–કારણ કે ઓરત કદાચજ છૂપી વાત રાખી શકેછે."

(૨૧૭) "જેને સ્વરૂપવાન સ્ત્રી મળીછે તેને લંકા મળીછે, પણ જેને સદ્ગુણી સ્ત્રી મળીછે તેતો નંદન વનમાં વિલાસ ભોગવેછે. મહાસાગરનો ખજાનો તેની આગળ શી ગણતીમાં છે?"

(૨૧૮) "ખુબસુરતી અને નખરાં એ સ્ત્રીના મુખ્ય હથિયાર અને મુખ્ય અખત્યાર છે." (ટેસો).

(૨૧૯) "સ્ત્રીની ખુબસુરતી એ તેની પોતાની દોલત અને તેના સદ્ગુણ એ તેના ભર્થારની અને બચ્ચાંની દોલત—"

(૨૨૦) "ખુબસુરત સ્ત્રી એ દરેક કુંવારા પુરૂષનો સુ-

ર્ય છે અને પરણેલાનો ચંદ્ર છે. સ્ત્રીની ખુબસુરતીએ દુનિયા ઉપર મહાભારત ફેરફાર કર્યાછે અને મોટા બનાવને જન્મ આપેલછે. સ્ત્રીની ખુબસુરતીએ મગરૂબ શહેનશાહના તાજ ઉતરાવ્યાં છે, અને શૂરા પેહેલવાનોની તરવાર છોડાવી છે. સ્ત્રીની ખુબસુરતીએ પથર જેવા દિલને નરમ મીણ સરખાં કરી નાખ્યાં છે અને પહાડ જેવા તનને સૂકી કાઠી સરખા બનાવી દીધા છે. સ્ત્રીની ખુબસુરતીની અજાયબી અપાર છે.”

(૨૨૧) “સ્ત્રીઓ જેવાં ઇચ્છે તેવાં માણસો થશેજ. માણસ મોટાં અને સારાં થાય, એવી જો તમારી ઈચ્છા હોય તો સ્ત્રીઓને મોટાઈ અને સરસાઈ શિખવો.”

(રૈસ્યુ).

(૨૨૨) “સ્ત્રીઓને કેળવણી આપવી તેના જેવું અગત્યનું અને સંસાર વ્યવહારને ઉપયોગી કામ બીજું એકે નથી. હરકોઇ ગરીબ માણસને તેનું ઘર ચલાવવાને સારી સ્ત્રી મળશે કે નહીં, તથા બચ્ચાંઓનું જતન કરવા લાયક માતાઓ જડશે કે નહીં તેમજ તેનું ઘર સુખ અને આરામ ભરેલું રહેશે કે નહીં, તે સઘળી વાત સ્ત્રીજાતની કેળવણી ઉપર આધાર રાખેછે.” (લોર્ડ બ્રોહામ).

(૨૨૩) “ઘરને ઘર નથી કહેતા પણ સ્ત્રીજ ઘર કહેવાયછે, કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સરખું લાગેછે. ઝાડ નીચે પણ જે પુરૂષની સ્ત્રી હોયછે તે તેનું ઘર જાણવું, પણ સ્ત્રી વિનાનો મહેલ તો વન જેવોજ એમ નિશ્ચય કરે-

લછે. તેમજ રોગથી પીડાએલા તથા કષ્ટને પામેલા દુ:ખી પુરૂષને નિરંતર સ્ત્રી સમાન બીજું કાંઈ પણ ઔષધ નથી." (મહાભારત).

(૨૨૪) "સ્ત્રીનું બાળપણામાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધપણામાં પુત્રો રક્ષણ કરેછે; કેમકે તે સ્વતંત્રતાને યોગ્ય નથી."

---

## (૨૭) સંતોષ.

(૨૨૫) "સંતોષ, સત્તા અને મોજ મજાહ કરતાં વધારે સારો છે. તે કુદરતી દોલત છે. ઇંગ્લાંડની એક આગલી રાણી જ્યારે પોતાના રાજ્યની ખટપટોથી કંટાળી ગઇ હતી, ત્યારે તે વારંવાર બોલતી હતી કે "મારો જન્મ હલકી પદવીના માણસને ત્યાં થયો હોત તો કેવું સારૂં!"

(૨૨૬) "સુખને વાસ્તે કઇ ચીજની જરૂર છે?–તંદુરસ્ત શરીર અને સંતોષી મન."

(૨૨૭) " મને પૈસાદાર તેમજ ગરીબ કરીશ નહીં: ફકત મને જોઇતો ખોરાક આપ. નહીંતો પહેલી હાલતમાં હે પ્રભુ! હું તને ભુલી જઈશ અને કહીશ કે "પરમેશ્વર કોણ છે" તથા બીજી હાલતમાં વખતે હું ચોરી કરીશ અને તારા નામને બટ્ટો લગાડીશ."

(૨૨૮) "મારા જરૂરીઆત ખર્ચોને માટે જેટલું જોઇએ તેટલામાંજ હું સંતોષ માનુંછું. કારણકે મોજ શોખને માટે તો આખી દુનિયાની દોલત પણ પુરતી નથી.

નસીબ દેવી તેની પોતાનીજ સામે આપણને પુરતી રીતે હથિયારબંધ કરે એવું ધારવું એનાથી બીજી મોટી મૂર્ખાઈ કયી કહેવાય ?" (મોન્ટેન).

(૨૨૯) "સંતોષ એ મોટી કિંમતનું મોતી છે, અને જે માણસ દશ હજાર ઇચ્છાઓનો ભોગ આપીને પણ તેને મેળવેછે તે ઘણીજ ડાહી અને લાભકારી ખરીદી કરેછે." (બેલગ્રેવી)

(૨૩૦) "જે માણસ સંતોષી અને પ્રમાણિક છે તેજ ઇશ્વરનો ભક્ત છે, અને તેનેજ ઇશ્વર ચાહેછે."

---

## (૨૮) વિવિધ વિષય.

(૨૩૧) "ગાયનની અસરમાં દરદી પોતાના દરદને વિસરે છે. મજૂર પોતાનો થાક ઉતારે છે. વિધવા પોતાના પશુવત્ બાળકને હાથમાં નચાવતી ભરથારનો વિગોગ વિસરે છે. લંગડો નાચે છે, પાપી પસ્તાય છે, ખૂની છરીને થોભાવે છે, નિંદાખોર જીભને અટકાવે છે, દુશ્મન અને દોસ્ત, શાહુકાર અને ફકીર એક કુંડાળામાં ભેગા થાય છે. આવી ગાયનની પાદશાહી છે. માણસના દિલપર એવી એની સત્તા છે. નહીં ચાલતો ચાલે, નહીં નાચનો નાચે, નહીં દોડતો દોડે, નહીં બોલતો બોલે, અને નહીં ગાતો ગાય; એવી ગાયનની જાદુઈ અસર છે!"

(૨૩૨) કડવી ચીજો—"બાપનું છાપરૂં પેહેલું છોડવું એ કડવું છે. કંગાળિઅત કડવી છે. વધારે કડવું કરજ છે.

કડવું છે નિરાશીપણું. વધારે કડવું છે, એક પૂરા ફરજંદનું મોત. કડવો છે ભાઇનો શોક. કડવું છે બેનનું દુઃખ, માનું આંસુ, અને બાપનો શ્રાપ."

"ગઈ ગુજરી જુવાની ઉપર વિચાર કરવો કડવો છે. કજીઆમાં હારખાવી એ પણ બહુ કડવી છે. કડવો છે દબાવેલો ગુસ્સો, વગર લીધેલો ખાર. હાથથી ગયેલો રોજગાર કડવો છે. દુકાળમાં સરકારે નાખેલો વેરો પણ કડવો છે."

"દાંત જાય તે કડવો છે. આવક કરતાં ખરચ મોટો એ પણ કડવો છે. કડવો છે તોફાની પવન કે જ્યારે દરિઆપર આપણી અસ્તી હોય; કડવી છે ભાગેલી દોસ્તી, અને મુએલો પ્યાર કડવો છે છુપો ખેદ, ધાતકી ભરથાર, નિમકહરામ સ્ત્રી, મૂરખ છોકરી અને અભાગ્યો છોકરો. કડવી છે ગામની નાલેસી. કડવી છે વગર આબરૂની બૂરી અવસ્થા, અને વગર દોલતની જુવાની. કડવી છે સાવકી માની ચુમી. કડવું છે પારકી જમીનપર મરવું."

(૨૭૩) **યાદ રાખવું અને ભૂલી જવું**—"કેટલાએક લોક સર્વે વાત યાદ રાખે છે. બીજાઓ સર્વે વાત ભૂલી જાય છે. એ બન્ને ખામીઓ ઠપકા ભરેલી છે. જે લોકોની યાદદાસ્ત સારી નથી, તેઓ ફરિયાદ કરે છે. પણ જેઓની યાદ શકિત સારી હોય છે, તેઓએ પણ ફરિયાદ કરવી ઘટે છે. જેમ સઘળું ભૂલી જવું પરવડે નહીં તેમજ સઘળું યાદ રાખતાં પણ શીખવું જોઇએ નહીં. કેટલીક ચીજ ખચીત કરી યાદ રાખવાની જરૂર છે. તેમજ વળી કે

ટલીક ચીજ ખચીત કરીને ભૂલી જવાની પણ જરૂર છે. જે ધણી ઘણું ભૂલી જાય છે, તેના કરતાં યાદ કરનાર વધારે ચઢે છે; પણ કેટલીએક વાર યાદ કરનારનાં કરતાં ભૂલી જનાર વધારે ફાયદો કરે છે. સાર એકે માણસની યાદદાસ્ત ચંચળ અને તેજી જોઈએ ખરી, પણ શું યાદ રાખવું, અને શું ભૂલી જવું તે બાબત નિયમ રાખવો જોઇએ; અને આ એક ઘણો અગત્યનો નિયમ છે. કે પોતાનાં વાંક હમેશાં યાદ રાખવા, અને પારકાના વાંક ભૂલી જવા.''

(૨૩૪) દરરોજ નવું નવું—"આ દુનિઆની સપાટીપર જેઓએ જન્મ લીધો તેઓને તો દરરોજ કાંઇ નહીં તો કાંઇ પણ નવું નવું જડવાનું. આજના કરતાં કાલે કાંઈ નવુંજ શીખવાનું, નવાંજ સુખો, નવાંજ દુઃખો, નવીજ અડચણો, નવોજ કંટાળો અને નવીજ શીખામણો મળવાની. આપણે આજે છીએ, એવાં કાંઇ કાલે રેહેનાર નથી. કાલ કોણ જાણે કેવી પડવાની; તેમજ કોણ જાણે આજનાં કરતાં આપણાથી કાલે કેવાં કામ થવાનાં; પણ આટલું તો ખરૂંજ છે કે આજના કરતાં કાલે જે કામ થશે તે તદન નવુંજ થવાનું. પરંતુ તે નવાં કામ કરતી વખતે સંભાળ રાખવી જોઇએ છીએ. એવું નહીં થાય કે આજનાં કરતાં કાલનું કામ હલકું ગણાય. જેમ જેમ દહાડા જાય છે, જેમ જેમ આપણી ઉમર વધે છે, તેમ તેમ આપણા જ્ઞાનમાં વધારો થવો જોઇએ. જે માણસે આજનાં કરતાં કાલે કાંઇ વધારો કીધો નહીં તેનું જીવતર ફોકટ છે."

(૨૩૫) "અપ્રસિદ્ધપણું તથા ગરીબાઈથી સાવચેતી તથા કરકસર પેદા થાય છે; સાવચેતી તથા કરકસરથી દોલત તથા આબરૂની ઉત્પત્તિ થાય છે. દોલત તથા આબરૂથી મગરૂબી તથા મોજ મજા પેદા થાય છે. મગરૂબી તથા મોજ મજાથી બગાડો તથા આળસાઈ જન્મ પામે છે, અને બગાડો તથા આળસાઇથી પાછી ગરીબાઈ તથા અપ્રસિદ્ધપણું પેદા થાય છે. જીંદગીનાં ચક્કર એવાં છે."

(૨૩૬) "જો કોઈ એવું વિચારે કે મારે બીજાની ગરજ નથી, તો તે તેની મોટી ભૂલ છે; અને જે કોઇ એવું વિચારે કે મારા વગર બીજાને નહીં ચાલે તો તે પણ તેની મોટી ભૂલ છે."

(૨૩૭) "જે જુવાન માણસો પોતાની હાલત સુધારવાને અને પોતાના સુખમાં વધારો કરવાને ચાહતા હોય તેમને માટે મારી ખરેખરી સાદી શીખામણ આ પ્રમાણે છે—મોજ મજાને સુખ સમજવું નહીં, અને ખૂબ વૈભવ ભોગવવાની ઇચ્છા કરવી નહીં. અભ્યાસથી સુખ મેળવવાની ઇચ્છા રાખો. વિવેક બુદ્ધિ સ્વચ્છ રાખો. જિજ્ઞાસા સતેજ રાખો. મનને કેળવવાની દરેક તકનો સ્વિકાર કરો, આંખોનો ખરો ઉપયોગ કરતાં શીખો, એટલે સાધારણ વસ્તુઓ અને ઘણી વખત જોવામાં આવતાં હોય તેવાં જનાવરોને પણ નિહાળીને જોવાં એ લાભકારક છે. સારાં પુસ્તકો વાંચવાં અને બધામાંથી સાર ગ્રહણ કરવો."

(૨૩૮) ૧ **થોડામાં ઘણું**—"જે કામ આજે કરી શકો તે કાલ ઉપર મુલતવી રાખતા નહીં."

૨ "જે કામ તમે તમારી જાતે કરી શકો તેને માટે બીજાને તસ્દી આપતા નહીં."

૩ "પૈસા મળ્યા પેહેલાં તમારા પૈસા ખરચી નાંખશો નહીં."

૪ "જે ચીજની તમારે જરૂર ન હોય તે ચીજ ગમે તેટલી સસ્તી મળતી હોય, તોપણ ખરીદતા ના."

૫ "ભૂખ તરસ અને ટાઢ કરતાં મોટાઇનું વધારે ખર્ચ થાય છે."

૬ "થોડું ખાવાને લીધે પસ્તાવો કરવો પડતો નથી."

૭ "જે કામ આપણે ખુશીથી કરીએ તેથી કંટાળો આવતો નથી."

૮ "જ્યારે ગુસ્સે થયા હો ત્યારે કાંઇ પણ બોલો તે પહેલાં એકથી દસ સુધી ગણજો, અને જો વધારે ગુસ્સે થયા હો તો એકથી સો સુધી ગણજો."

(૨૩૯) "દરેક માણસે જો બને તો પોતાનું કરજ આપવું જોઈએ. દરેક માણસે જો બને તો પોતાના પાડોશીને સહાય થવું જોઇએ. દરેક માણસે જો બને તો પોતાનાં લગ્ન કરવાં જોઇએ. દરેક માણસે જો બને તો પોતાના ગ્રાહકને પસંદ પડતું કામ કરવું જોઈએ. દરેક બાઇડીએ જો બને તો પોતાના ધણીને ખુશી કરવો જોઇએ. દરેક બૈરીએ જો બને તો પોતાની જીભ બંધ રા-

ખવી જોઈએ, દરેક વકીલે જો બને તો કોઈ કોઇવાર સાચું બોલવું જોઈએ! અને દરેક માણસે જો બને તો પોત પોતાનાં કામમાં ધ્યાન રાખવું જોઇએ."

(૨૪૦) "જે જે વસ્તુ માણસ ખાય છે, તેથી તેઓ મજબૂત થાય છે, એવું નથી; પણ જે વસ્તુ ખાઇને તેઓ જેરવે છે, તેથી શક્તિવાન થાય છે. માણસોને નફો થાય છે, તેથી તેઓ તવંગર નથી થતા, પણ તેઓ જે કાંઈ એકઠું કરે છે તેથી; માણસો જે કાંઈ વાંચે છે, તેથી હોંશિઆર થતા નથી, પણ વાંચીને જે કાંઇ યાદ રાખેછે તેથી; તેમજ જેઓ કાંઇ સત્ય વાણી મોઢેથી બોલે છે, તેથી તેઓ પવિત્ર નથી ગણાતા, પણ જે સાચ કરણીથી ચાલે છે, તેથીજ તેઓ ખરા પવિત્ર ગણાવાના."

(૨૪૧) "દરરોજના વર્તમાન પત્ર વાંચનારાઓમાં ખરાબ ધાનતના માણસો દીવાળીઆના નામની ટીપ શોધેછે. ધંધાદારીઓ જણસોના ભાવતાલ વાંચેછે. નવરાઓ ગપસપ શોધેછે, કન્યાઓ લગ્નની ટીપ વાંચે છે, ઉડાઉ જુવાનીઆ મરણની ટીપ વાંચે છે, તથા છેલ બટાઉઓ નાચ કે એટ્કોની ખબર વાંચે છે."

(૨૪૨) "જેઓ ઉદ્યમસર છે તેઓ એવું ધારે છે કે દરેક કાંઇ ઉદ્યોગ શોધી કહાડવો એમાં શી મોટી વાતછે? પણ કેટલાક ભણેલા છતાં રખડે છે, અને ઉધમ વાસ્તે ફાંફાં મારે છે, પણ કાંઇ પત્તો લાગતો નથી. અને કેટલા એક કાના માત્ર પણ લખી જાણતા નથી, તેઓ સેંકડો

રૂપિઆ પેદા કરે છે; માટે એતો એક દૈવની ગતિ વિચિત્ર છે."

(૨૪૩) બ્રહ્મના જેવી બુદ્ધિ હોય એવાં ક્રોડ ધડ હોય, અ-કેક ધડ ઉપર ક્રોડ ક્રોડ ઋષ્ટ માથાં હોય, દરેક માથામાં ક્રોડ ક્રોડ મુખ હોય, દરેક મુખમાં ક્રોડ ક્રોડ જીભ હોય, દરેક જીભપર ક્રોડ ક્રોડ સરસ્વતી બેઠી બેઠી વાણીથી વ-ર્ણન કરે, તો પણ ઇશ્વર જે અનાથનો નાથ તેના મહિ-માનું વર્ણન કરવાને તે અશક્ત છે."

(૨૪૪) **ખેતી**—"જો પૃથ્વી ઉપરની સોના રૂપા-ની ખાણો ખપી જાય, ને તે ધાતુ મુદ્દલ મળે નહીં; જો હીરા માણેક તથા મોતી, સમુદ્રમાં ડૂબી જાય, જો દેશો દેશ માંહેલો વેપાર બંધ થાય, અને જે વિદ્યા તથા કળા-થી શરીરની શોભા પ્રાપ્ત થાય છે, તે સઘળું ડૂબી જાય, તો પણ જમીનની ખેતી ઉદ્યોગી લોકોને સર્વે સુખો આ-પવાને સમર્થ છે; અને વખતે દેશની સંભાળ કરવાને લશ્કર જોઇએ તો પણ તેમાંથી મળી આવે." (**જોનસન.**)

(૨૪૫) "**લખીને વિચારવું સારૂં!** કે વિચારીને લખવું સારૂં? વિચારીને લખવું અને વળી લખીને વિચા-રવું તે સર્વેથી સારૂં; કેમકે વિચારીને લખતાં પણ કોઇ પ્રકારની ભૂલ રહી ગઈ હોય, તો લખીને વિચારવાથી સુ-ધારવાને બની આવે છે."

(૨૪૬) **સારાં કામનો બદલો**—"જો તમારૂં કોઇએ ભલું કીધું હોય તો તેનો બદલો ભલાઇથીજ વાળવાને ક-દી ચૂકતા ના; પણ જો તમે બીજાઓનું ભલું કરો તે

કોઈ પણ વખતે યાદ કરતા ના, તેમજ કોઇ પણ વખતે તેના બદલાને માટે રાહ જોતા ના. નેક માણુસોને નેકી-થીજ વધાવજો, પણ તમે પોતે જે નેકી કરો તે દરિયામાં હોમાવજો."

(૨૪૭) **આરબી કહેવતો**—"બાઇડીની તાએદારી કરવી એ પસ્તાવાનું મૂળ છે. ધન હોય તો પરગામ સ્વ-દેશ સરખું થઈ પડે છે. જો તમારો મિત્ર મધ જેવો મીઠો હોય તો તેને આખો ને આખો ખાઇ જશો નહીં. ભાલાના ઘા રૂઝાશે પણ જીભના ઘા રૂઝાવાના નથી. પ-ડોતો પોક મૂકીને રડશો નહીં. માના જણ્યા ભાઇઓ સિ-વાય બીજા ઘણા ભાઇઓ હોયછે. ઘણીવાર મુંગા રહેવું તે જવાબ આપ્યા બરાબર છે. પરોઢીએ ઉઠીને લોકો ગઇ કાલનાં વખાણ કરેછે. વખત આપણને કડવાં તથા મીઠાં ભોજન ખવરાવેછે. તમારાથી ઉતરતા આદમીઓપર તમે દયા કરશો તો તમારી ઉપર તમારા વડીલો દયા કરશે. ડાહ્યા માણસની અટકળ મૂર્ખ માણસની ખાતરી કરતાં વધારે બોજદાર છે. છોકરાં હમેશાં તરત ગુસ્સે થાય છે. હૈયું ખેતર જેવું છે, તેમાં મીઠા બોલ રોપો; તેઓમાંના બધાં નહીં તો થોડાં પણ ઉગી નીકળશે. જૂઠાઈ રોગછે, અને સચ્ચાઇ ઓસડ છે; પેહેલાથી એક પુરૂષ હલકો થા-યછે, અને બીજાથી મોટો થાયછે. જે પુણ્ય કરો તે કહી બતાવશો નહીં. મૂરખાઇ એ સૌથી મોટી દરિદ્રતા છે. કે-ટલાએકને માર મારવો પડેછે, અને કેટલાએકને ઇસારત

બસ છે. ગયું ગુજર્યું તેનો શોક કરવો એ બાઇડીઓનું કામ છે. ”

(૨૪૮) “ ગરીબ, દુઃખી, કંગાળ તેમજ નઠારી ચાલનાં લોકને સુધારવા તમારા લખાણો અને પૈસાથીજ કાંઈ વળવાનું નથી. એ કામમાં તો માણસોએ પોતાના તન અને મન બન્ને અર્પણ કરવાં જોઇએ. એવાં ગરીબ, કંગાળ, અને કમનસિબ માણસોની આપણે જાતે જઇ ખબર લેવી જોઇએ, અને તેમની કદર ખાઈ તેમના દુઃખમાં ભાગ લેવો જોઈએ. એવા માણસો જયારે જુએછે કે પૈસાદાર અને સુખી આસામીઓ પોતાનાં ઘરનાં સર્વ સુખ પડતાં મૂકી વગર સ્વાર્થે તેમની પાસે આવી તેગનાં ભલાને અર્થે મેહેનત કરેછે ત્યારે તેઓનાં મનપર ઘણી સારી અસર થાય છે. તેમના એવા ઉપકારના બદલામાં તે ભલું કરનારાઓને કાંઇ નહીં તો ખુશી કરવા માટેજ તેઓ પોતાની ચાલ સુધારે છે, તેમજ તે ભલા માણસોનો દાખલો પકડી તેમની માયા અને સભ્યતા જોઇ તે ગરીબો પોતે પણ ડાહપણ અને સભ્યતાવાળા થવાને શીખે છે. માણસ જાતની વસ્તીમાં અલબત ગરીબોની સંખ્યા ઘણી મોટી છે. તેઓને તો એવા પ્રકારની કેળવણી જોઇએ કે જેથી તેઓ પોત પોતાની ફરજો સમજે. મેહેનત કરવાના કાયદા જાણી ઉદ્યોગી રહે. પોતાની તનદુરસ્તી અને સફાઇ જાળવવા શીખે. દારૂ અને બીજી નાશકારક વસ્તુથી દૂર રહે. માયાળુ થવા શીખે. માત પિતા તરીકેની

પોતાની ફરજ સમજે. પોતાના આપેલા વચનો પાળવા શીખે. પોતાના સરદારના હુકમ પ્રમાણે ચાલે અને તે સાથે વળી સ્વતંત્ર, અને પ્રમાણિક રહે. પોતાના દેશના ધારા અને ઇતિહાસથી વાકેફ થાય. તેમને એવી કેળવણી આપવી જોઇએ કે જેથી તેઓ પોતાના દેશ તરફની અને દેશપતિ તરફની પોતાની ફરજ સમજી વફાદાર પ્રજા થઈ રહે. પણ દિલગીરી માત્ર એટલીજ છે કે એવા ધોરણપર કેળવણી આપવાપર કાંઇ ધ્યાન આપવામાં આવતું નથી." (**ડોકટર મેકલીઅડ**)

(૨૪૯) **ભારે કર**—"સરકારને કર આપવા એ આપણને ખરેખર મુસ્કેલ લાગેછે. સરકારનાજ કર આપણે આપવા હોય તો આપણે સહેલાઇથી આપી શકીએ, પણ એ કરતાં વધારે ભારે કરના બોજા તળે આપણે ચગદાયા છીએ. સરકાર કરતાં બમણો વેરો આળસાઈ, ત્રમણો મગરૂબી, અને ચોગણો મૂર્ખાઈ નાખેછે, અને એ વેરામાંથી સરકાર આપણને છૂટી કરી શકતી નથી."

(ફ્રેન્કલીન).

(૨૫૦) **જુવાની**—"સર વોલટર રાલેએ પોતાના પુત્રને એક પ્રસંગે લખ્યું હતું કે—"તારી જુવાનીનો એવો ઉપયોગ કર કે જુવાની જતી રહ્યા કેડે જ્યારે તું તે યાદ કરે ત્યારે દિલગીરી ન લાગે પણ આનંદ થાય. તું જુવાન હશે ત્યારે તું ધારશે કે જુવાનીનો છેડોજ નથી આવનાર. પરંતુ જો કે લાંબામાં લાંબા દહાડાની પણ સાંજ

હોયછે. તથા દરેક દહાડો એકજવાર આવેછે, અને કદી પાછો ફરતો નથી. વસંત રૂતુ જે જલદી જતી રહેછે તેના જેવી જુવાનીછે. માટે એક લાંબી અને સુખવાસી જીંદગી માટે જે જે ચીજની અગત્ય હોય તે જુવાનીમાં વાવી અથવા રોપી રાખ કે પાછલે દહાડે કામ લાગે."

(૨૫૧) **માફી**—"એક શત્રુપર કિન્નો લેવાથી આપણે તેના બરાબરીઆ થઇએ છીએ, પણ તેને માફી આપવાથી તેનાથી શ્રેષ્ટ ગણાઇએ છીએ. માફ કરવાનો ધારો ઇશ્વરને એટલો તો ગમતો છે કે તેવા પ્રસંગ આપનારને ભેટવાને હું ખુશી છું." (લિચેટર).

(૨૫૨) "જે માણસ બીજાને માફ કરી શકતો નથી તે પોતાનેજ ચાલવાનો પુલ પોતે તોડી નાખેછે. કારણ કે (મોત પછી) બધા માણસને માફી મેળવવાની જરૂર પડશે." (લોર્ડ હરબર્ટ).

(૨૫૩) **સ્વતંત્ર**—"માણસ સંકટોમાં પણ સ્વતંત્ર રહેછે. પણ જે માણસે ગુલામગીરી કરી હોય તેને જો મોતીથી જડેલા રસ્તાપર ચાલવાનું મળે તોપણ તેનામાંથી ગુલામીની ખાશીયત જતી નથી."

(૨૫૪) **જાતી ખુબ સુરતી**—"એ કુદરતના હાથનો લખી આપેલો ભલામણ પત્ર છે, પણ તેનો ખરો ઉપયોગ ઘણુંજ થોડાં કરેછે; અને તે ભલામણ પત્ર આપનારની નજરમાં તેઓ હલકા ઠરેછે."

(૨૫૫) **"મોટાં માણસને મોટી ચિંતા—સઘળી**

દોલત અને વૈભવવાળા તાલેવંત અને મોટા ઉમરાવ મા-ણસોમાંના ઘણા પુરૂષોને ગરીબ પ્રમાણિક માણસ કરતાં પણ બમણી ચિંતા હોયછે." (હિકસન).

(૨૫૬) "હૈયાના ડંખનો દારૂ નથી."

(૨૫૭) "**ટુંકી જીંદગીમાં લાંબી જંજાળ શા માટે જોઈએ**? માણસ ૧૦૦ વર્ષ પણ જીવી શકતું નથી, તો ૧૦૦૦ વર્ષ જીવનાર હોય તેમ ફિકર ચિંતા અને પંચાતી શા માટે કરવી જોઈએ?"

(૨૫૮) **પરાધિન**—"જે પરાધિન છે તેને જો જીવે છે એમ કહીએ તો પછી મુએલા કોણ રહ્યા?"

(૨૫૯) **અદેખાઈ**—"અદેખા અને ખારીલા માણ-સના જેવા પોતાની જાતને દુ:ખ દેનારા બીજા કોઇ નથી. તે પોતાનાજ સ્વભાવનું ઝેર પોતાનીજ ઉપર વાપરે છે."

(મેસન).

(૨૬૦)મન શક્તિછે, તે માણસનો વજીરછે. દોલત મેમાન છે, અને અદેખાઈ લોઢાના કાટ જેવી છે, તે માણસનો ઘાણ કાઢયા વગર રહેતી નથી."

(૨૬૧) **દઢતા**—"નીચ માણસ હોય તે પોતે કાંઇ પણ બાબતનો આરંભ વિઘ્ન નડવાના ભયે કરીને કરતા નથી. અને મધ્યમ માણસો હોય તેઓ આરંભ કર્યા પછી વિઘ્ન આવી નડે તો અમવચ પડતું મૂકેછે; આ પ્રમાણે કરવાથી તેઓનાપર વિઘ્ન વારંવાર આવી પડેછે, અને તે-માંથી ઉંચા આવતા નથી, પરંતુ ઉત્તમ પુરૂષો તો આરં-

ભ કર્યા પછી તેને તજી દેતાજ નથી."

(૨૬૨) **ડાહ્યા માણસો**—"મૂર્ખાઓ ડાહ્યા માણસોથી જ્ઞાન લે તે કરતાં વધારે, ડાહ્યા માણસો મૂર્ખાથી જ્ઞાન મેળવેછે." (કેટો).

(૨૬૩) **મધુર શબ્દ**—"ભલે કાગડો કાળું શરીર વહન કરે, સારાં ફળ ખાય, તથા મનોહર આંબાના વનમાં રહેવા રૂપ કોયલનાં ચરિત્ર ઇચ્છા પ્રમાણે કરે, પણ મધુર શબ્દ બોલવા સમયે તો કાગડો તે કાગડોજ."

(૨૬૪) "નિરંતર મોટાઓએ માનેલા જનને સર્વ જન માને છે, ને મોટા જેનો તિરસ્કાર કરે છે તેનો સર્વ તિરસ્કાર કરે છે."

**(ચાણાકય નીતિ.)**

(૨૬૫) "બુદ્ધિમાને ધનનો નાશ, મનનો તાપ, સ્ત્રીનાં ચરિત્ર, કરેલો પરોપકાર, અને મળેલું માન તથા અપમાન પ્રગટ કરવું નહીં." **(શુક્રનીતિ.)**

(૨૬૬) "અતિ પરિચયથી તિરસ્કાર તથા નિરંતર ગમનથી અનાદર થાય છે. મલય પર્વતમાં રહેનાર ભિલ્લની સ્ત્રી અતિ પરિચયને લીધે ચંદન વૃક્ષના કાષ્ટને બાળવાનાં ઈંધન કરેછે." **(ચાણાકયનીતિ.)**

(૨૬૭) "મનુષ્યની પશ્ચાતાપ ટાણે જેવી બુદ્ધિ થાય છે તેવીજ જો પહેલાંજ હોય તો કેનો મોટો ઉદય ન થાય?" **(ચાણાકય નીતિ)**

(૨૬૮) "ગરીબોનો હમેશ એજ નિયમ હોય છે કે

પોતાના કમનસિબને ઠપકો આપવો. વાસ્તવિક જોઈએ તો તેઓની ફરિયાદનું ખૂરૂં કારણ તો તેઓએ પોતેજ ટીપી ટીપીને ઘડેલું હોય છે. હું મારી હાલતને શુભ કરીશ. નહીં તો તે વધારે બૂરી નથી એવા વિચારથી સંતોષ પકડીશ. હું ઈચ્છુ તેવી સારી હાલત મારી નહીં હોય તો હું એવું સમજીને મુંગો બેસીશ કે જેવી ખરાબ તે થવાની હતી તેવી નહીં થઈ તે ભલું થયું. હું ઈચ્છું તેવો સુખી હું નથી તો શું થયું? હજી એ તો ભલું છે કે જે કંગાળિઅતને હું લાયકનો છું તેવો કંગાળ હું થયો નથી.”
(વારવીક.)

(૨૬૯) “ગુસ્સો—એ એક જાતનું દીવાનાપણું છે, જે આપણી તન્દુરસ્તીનો નાશ કરેછે. આપણને આપણા દોસ્તોથી છૂટા પાડેછે. આપણને પૈસે ટકે ખરાબ કરેછે. આપણા દુશ્મનનું વેર પૂરૂં પાડેછે, અને આપણને એક જાતના હેવાન સરખા બનાવે છે.” “તું ગુસ્સો કર, પણ પાપ ન કર. ગુસ્સે થઈને સૂરજનો અસ્ત થવા દઇશ નહીં.”
(પાઉલે પ્રેરી.)

(૨૭૦) “ગુણ વડે ઉત્તમ થવાય છે. ઉંચા આસન પર બેસવાથી નહીં. કેમકે મેહેલના શિખર ઉપર બેઠેલો કાગડો શું ગરૂડ થઇ શકે છે?”

(૨૭૧) “ઘડપણમાં સુખ મળવું કે દૂખ તે આપણી યુવાવસ્થાનું દોહન છે.” (ડૉ૦ મેસ્ટર.)

(૨૭૨) “લેવામાં, આપવામાં અને કામ કરવામાં જો આપણે ઉતાવળ ન કરીએ તો કાળ તેનો રસ પી જાયછે.”

(૨૭૩) **બોલવા પહેલાં વિચાર કરો**— "તમે શું બોલશો! શા માટે બોલશો? કોના પ્રત્યે બોલશો? કોના વિષે તમે બોલવાના છો? તમે જે બોલશો તેમાંથી શું પરિણામ નીકળશે? તમે જે બોલશો તેમાંથી તમને શું ફાયદો થશે? અને છેલ્લે તમે જે બોલશો તે કોણ સાંભળશે? તે બધી વાતનો વિચાર કર્યા પછી તમારે જે કાંઈ બોલવું હોય તે બોલજો. આ સાત બાબતનો વિચાર કરી બોલો અને પછી તમે જે કાંઇ બોલશો તેથી તમને કાંઇ નુકશાન થશે નહીં."

(૨૭૪) "ઘણું કરીને દરેક માણસ પોતાની યાદદાસ્ત વિષે ફરિયાદ કરે છે, પણ એમ કોઇ કહેતું નથી કે મારામાં વિચાર કરવાની શક્તિ નથી."

(૨૭૫) "આનંદ એજ મારૂં ઓષધ છે." (સેનીકા.)

(૨૭૬) "આનંદી અંતઃકરણ વૈદ્યની રોજી ખોવરાવે છે." (વરજીલ.)

(૨૭૭) "જ્યાં જ્ઞાનથી દુઃખ પ્રાપ્ત થતું હોય ત્યાં અજ્ઞાનપણાને પસંદ કરજે."

(૨૭૮) "મનુષ્ય પ્રાણી જો એક બીજાને મદદ કરવાનું બંધ કરે તો તે મરી જાય. માણસના જન્મથી તે મરણ પર્યંત તેને મદદ લીધા વગર ચાલતુંજ નથી. માટે જેને આશ્રય લેવાની જરૂર છે, તેને તે મેળવવાનો હક છે. અને જે માણસ મદદ આપવાને શક્તિવાન છે, તે જો આપે નહીં તો ગુન્હેગાર થાયછે." (સર વૉલટર સ્કૉટ).

(૨૭૯) "જે સુખ હું એકલો ભોગવું એવું હોયછે, તે સુખમાં મને કશું ચેન પડતું નથી."

(માર્કસ આરેલીઅસ.)

(૨૮૦) "હું સોના રૂપાનો લોભી નથી, પણ જો માનની હોંસ કરવી એ એક ગુન્હો ગણાતો હોય તો પછી આ દુનિયાના સઘળા મનુષ્યોમાં હું ઘણોજ મોટો ગુન્હેગાર છું." (સેકસપીયર.)

(૨૮૧) "વકીલો આપણા શત્રુઓના હાથમાંથી આપણી મિલ્કત બચાવેછે, પણ પોતે તેના માલિક થઇને બેસે છે." લોર્ડ બ્રોહામ.

(૨૮૨) "છોકરાંઓ જીંદગીની જંજાળ વધારે છે, પણ મોતની યાદદાસ્ત વિસરાવે છે." (બેકન)

(૨૮૩) "જ્યાં સુધી ધન મેળવવાની તારામાં શક્તિ છે, ત્યાં સુધી સ્ત્રી પુત્રાદિક તારો પરિવાર તને આધિન થઈને રહ્યોછે. પણ પછી જ્યારે ઘડપણથી શરીર ખખળી જશે ત્યારે તો ઘરમાં તને કોઇ વાત પણ પૂછશે નહીં."

(૨૮૪) **ઉદાર અને કૃપણમાં ફેર**—"ઉદાર મનુષ્ય પ્રથમ ધન આપી, પછી પ્રાણ આપેછે. અને કૃપણ પહેલાં પ્રાણ આપી પછી ધન આપેછે."

(૨૮૫) **કજીઓ**—"કજીઆમાં પડવાની પહેલાં સંભાળમાં રહેજે. પણ જો તું પડે તો ઠેઠ પહોંચી વળજે કે તારી સામે થનારો પણ તારી સંભાળમાં રહે."

(શેકસપિયર)

(૨૮૬) **ધોળો વાવટો**—"જ્યાં સુધી તારા માથાપર ા ળો વાવટો છે, ત્યાં સુધી તું જોખમમાં છે, પણ જ્યારે તારે માથે ધોળો વાવટો ઉડે ત્યારે તું જાણજે કે હવે હું કેટલાએક જોખમમાંથી નીકળ્યો."

(૨૮૭) "માણસની કિંમત જીવતાં લાખનીછે, અને મુઆ પછી સવા લાખની છે."

(૨૮૮) "આંખો આગળ છે, અને કાન પાછળ છે, માટે પ્રથમ આંખે જોયેલી વાત માનવી, અને પછી કાને સાંભળેલી."

(૨૮૯) **સુખ અને ડાહ્યપણની વચ્ચે ફેર**—"જે એવું ધારેછે કે મારા જેવો સુખી માણસ કોઇ નથી, તે ખરૂં જોતાં ઘણી વેળા ભલો માલુમ પડેછે; પણ જે એવું ધારેછે કે મારા જેવો ડાહ્યો કોઈ નથી તેના જેવો મૂરખ પણ કોઈ નથી."

(૨૯૦) **આટલું બધું કામ મારાથી કેમ થાય?** "ઘણી વેળા લોકોને આપણે આ પ્રમાણે બોલતાં સાંભળીએ છીએ કે,—ભાઈ હું શું કરૂં? મારી પાસે પુષ્કળ કામ છે, તેટલું બધું મારાથી કેમ થાય? પણ જો તેઓ લૉર્ડ બરલેના મત પ્રમાણે કરે તો અમે ધારીએ છીએ કે તેઓ ઉપર પ્રમાણે કદી ફરિયાદ કરેજ નહીં. લૉર્ડ બરલેનું એવું મત હતું કે "જે સઘળું કરવાનું હોય, તે એકઠું કરી તે માંહેથી વારા ફરતી અકેક કામ કરવું. પણ તે એ પ્રમાણે કે હાથમાં લીધેલું એક કામ પહેલાં પૂરૂં કરવું, અને પછી

બીજુું પકડવું; અને તે પણ જ્યાં સુધી પૂરૂં ન થાય ત્યાં સુધી મૂકવું નહીં."

(૨૯૧) ઈરાનના એક પંડિતને કોઇએ પૂછ્યું કે "તેં આટલું બધું જ્ઞાન સંપાદન કરવામાં શા શા ઉપાય કામે લગાડ્યા? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે—"જે વાતની મને સમજ ન પડે તે સંબંધી ગમે તેટલા પ્રશ્ન પૂછવામાં હું કદી શરમાતો નથી."

(૨૯૨) **સફેદ દાઢી**—પ્લુટાર્ક નામનો ગ્રંથકાર કહે છે કે, "એક યુનાની શખ્સે પોતાની દાઢી ઘણી વધારી હતી. તેને બીજાએ તે વિષે કારણ પૂછ્યું ત્યારે તેણે જવાબ દીધો કે—"મારી દાઢી સફેદ થઇછે, અને લાંબી વધાર્યાથી તે મારી આંખ આગળ રહેછે, તેથી તે મને યાદ આપેછે કે "એવું કામ ન કરતો, કે સફેદ દાઢીને લાંછન લાગે!"

(૨૯૩) **કોરટે લડે તેના એ હાલ**—" એક જડજે પોતાનાં ઘરમાં બે મરદનાં પુતળાં કરાવીને મૂક્યાં હતાં. તેમાં એકને લંગોટી મરાવી હતી, અને બીજાને બીલકુલ નાગું રાખીને તેના હાથમાં નાળીએરનું ખોખું આપ્યું હતું. તે જોઈને જે પૂછે, તેને આ જડજ જવાબ આપતો કે, **"મારી કોરટમાં લડવા આવનાર આ વાદી પ્રતીવાદીછે."**

(૨૯૪) **આશા**—સીઝરે જ્યારે પોતાની સઘળી માલ મિલ્કત પોતાના મિત્રોમાં વહેંચી નાંખી ત્યારે તેને કોઇએ પૂછ્યું કે "તમે તમારા વાસ્તે કાંઈ રાખ્યું કે!" તે મોટા મનના પુરૂષે જવાબ દીધો કે, **"હા, આશા."**

(૨૯૫) **સહનશિલતા**—" ચીનનો એક બાદશાહ પોતાના સંસ્થાનોમાં ફરતો હતો ત્યારે એક વખત એવું બન્યું કે તેને કોઈના ઘરમાં જમવું પડ્યું. તે ઘરનો ધણી, તેની બાઈડી, છોકરાં, અને ચાકરો એ સઘળાં પૂર્ણ શાંતીથી તથા સંપથી એકઠાં રહેતા હતાં, એ બનાવ જોઈને તે બાદશાહને આશ્ચર્ય લાગ્યું, તેથી તેણે તે કુટુંબના વડાને વિનંતિ કીધી કે "આટલાં બધાં અને તરેહ તરેહનાં માણસોમાં સંપ રાખવાનો તમે કયો ઉપાય યોજ્યોછે? તે ઘરડા માણસે કલમ કાઢીને આ ત્રણ શબ્દ લખ્યા,-"**સહનશિલતા સહનશિલતા—સહનશિલતા.** "

(૨૯૬) **ધિરજ**—"એરિટ્રાયસ નામનો એક જુવાન, લાંબો વખત સુધી ઝીનો નામના પ્રસિદ્ધ તત્વવેત્તાનો શિષ્ય હતો. એક દિવસ એરિટ્રાયસ ઘેર આવ્યો, ત્યારે તેના પિતાએ પ્રશ્ન કર્યો કે "કેમ આજે તું શું શીખી આવ્યો?" છોકરાએ જવાબ આપ્યો કે " પાછળથી જાણશો. " આવો જવાબ સાંભળી તે એટલો તો ગુસ્સે થયો કે એરિટ્રાયસને જોખી નાંખ્યો. મુંગે મોઢે માર ખમ્યા પછી તે બોલ્યો- "જુઓ મારા માનવંત પિતાજી, જે હું શીખી આવ્યોછું, તે આ છે કે.—આપનો ગુસ્સો મુંગે મોઢે ખમવો."

(૨૯૭) **એક પાદશાહની નમ્રતા**— " આસ્ટ્રીયાના બાદશાહ બીજા જોસફે પોતાના મેહેલનો બાગ પોતાની તમામ પ્રજાને માટે ખુલ્લો મૂક્યો. એ જોઈને કેટલાએક અમીરો નારાજી થયા. તેઓએ પાદશાહને કહ્યું કે-"નામ-

દાર મહારાજા, આ બાગ સઘળાને માટે ખુલ્લો મૂકવાથી અમારા સરખે સરખાઓ સાથે ફરવાને બીજો એકે બાગ મળે નહીં. આ ઉપરથી બાદશાહે જવાબ આપ્યો કે— "ગૃહસ્થો, જો તમારી પેઠે હુ પણ વાંધો ઉઠાવું, અને મારાજ સરખે સરખા સાથે ફરવા માગું તો મારી અગાઉ મુએલા બાદશાઓની કબરો ઉઘડાવી ત્યાં ફરવા ગયા વગર મારો છૂટકો નહીં" આ જવાબ સાંભળી અમીરો લજવાઇ ગયા, અને ફરીથી એવી તકરાર કદી ઉઠાવી નહીં."

(૨૯૮) "આળસાઇનો ત્યાગ કર. સુસ્તીને તજ, કે બળ અને આનંદ તારા નિરંતરના સ્નેહી થશે. અંતઃકરણ પાપથી વિમુક્ત રાખ કે ભય તારી નિદ્રામાં ભંગાણ ન પાડે. નીતિ દેવીના પગલામાં પગ મૂકી ચાલ, તેના નિયમો પ્રમાણે વર્ત્ત; કે તે તને શ્રેષ્ટ અને આનંદમય માર્ગે શાંતી દેવીના મંદીરમાં લેઈ જશે; દુર્ગુણની પ્રપંચી જાળમાંથી તે તારૂં રક્ષણ કરશે, અને કાળથી પડતા શોક અને નિરાશાના સઘળા ઘાને તે રૂઝાવશે."

(૨૯૯) "સેહેલામાં સહેલું શું?—બીજાને શીખામણ દેવી તે."

(૩૦૦) "જેની દોલત જાય, તેનું ઘણું જાય. જેનો દોસ્ત જાય તેનું તેથી વધારે જાય, પણ જેની હિંમત જાય તેનું સઘળું જાય." (સ્પેનિશ કહેવત.)

**समाप्त.**

## આશ્રય પત્ર.

૫૦ મે. રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, મુંબઇ.

૨૫ મે. નેક નામદાર અખંડ પ્રૌઢ પ્રતાપ મીરજાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. આઈ. ઇ. ભૂજ.

૨૫ મે. રા. બા. ડાઇરેકટર ઓફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રેકશન, વડોદરા.

૫ મે. રા. રા. કરીમભાઈ નેણશીભાઈ, મુંબાઈ.

૪ નેક નામદાર રાઓલ શ્રી હરિસિંહજી, વરલ.

૪ રા. રા. વલ્લભદાસ દુવારકાદાસ, માંડવી.

૮ રા. રા. જેચંદભાઇ કલ્યાણચંદ મારફત—કઠોર—રા. રા. હરિભાઇ રતનજી દેશાઇ—રા. રા. ઉત્તમચંદ ગીરધરદાસ—રા. રા. જેચંદ વીરચંદ—રા. રા. ગોપાળરાવ ગંગાધર—રા. રા. ડાહ્યાભાઇ ખુશાલભાઈ—રા. રા. જેચંદ કલ્યાણચંદ—રા. રા. ઉત્તમચંદ ભાઇચંદ—રા. રા. નાગરજી ડાહ્યાભાઇ.

૪ નેક નામ શ્રીમંત કુમાર શ્રી—મોહન દેવજી આરોગ્ય નારણ દેવજી—ધરમપુર.

૪ નેક નામ કુમાર શ્રી બળદેવજી સાહેબ—ધરમપુર.

૪ રા. રા. માધવલાલ પુરૂષોત્તમ ગોર, દ્વારકા.

૪ મે. રા. રા. હરિપ્રસાદ સંતોકરામજી દેશાઈજી, જે. પી. ભાવનગર.

૫ રા. રા. શમદભાઇ જીલાલભાઈ મારફત—કડી—રા. રા. શમદભાઈ જીલાલભાઇ કડી—રા. રા. કરીમભાઇ આરબભાઈ. રા. રા. વોહોરા મહમદ અલી તયબઅલી. રા. રા. શાહ મનસુખ વનમાળી. રા. રા. ઉશમાનભાઇ આશીનભાઇ.

૪ રા. રા. નરોત્તમ અનુપરામ મારફત—કડાછલા. રા. રા. નરોત્તમ અનુપરામ. રા. રા. અમીન હીરાલાલ શાંમળભાઇ. રા. રા. પરી. છગનલાલ ભાઇચંદ—રા. રા. કેશવલાલ શિવલાલ.

૨ રા. રા. રૂદરજી ખંડુજીભાઇ, મહુવા–સુરત.

૩ રા. રા. મોરલીધર જયશંકર રાવળ મારફત–કડી રા. રા. મોરલીધર જયશંકર રાવળ.

૨ રા. રા. કીકાભાઇ નજરઅલી.

૧ રા. રા. રવજી દેવરાજ, કોડાએ—રા. જુસબ મામદ ભગત, કલકત્તા.

૧ રા. રા. હઠીસંગ નગીનદાસ—રા. રા. શેઠ નવરોજી નસરવાનજી—રા. રા. ગુલાબભાઈ ગોવિંદજી—રા. રા. મોતીરામ ઈચ્છારામ દલાલ—**અમદાવાદ**—રા. રા. વીરજી શામજી, અનારા –રા. રા. અંકલેશ્વર લાઇબ્રેરીના સેક્રેટરી—રા. રા. મુળશંકર દામોદર, ઉપલેટા લાઇબ્રેરીના સેક્રેટેરી—રા. રા. બેચર આણંદ, ઉના—રા. રા. હરિરામ સુંદરજી, કરાંચી—રા. રા. રામજી પેથાભાઇ કરાંચી—રા. પીતાંબરદાસ વલ્લભદાસ—રા. રા. છતારામ વલ્લભદાસ

રા. રા. રા. થાવરદાસ ખટુમલ—રા. રા. નેભનદાસ ઉક-ડમલ, કરાંચી—રા. રા. નવલરામ આત્મારામ-કઠોર—રા. રા. વસનજી કલ્યાણજી દેશાઇ—કડી—રા. રા. ઇચ્છાશંકર કાળિદાસ, કુંડલા—રા. રા. શેઠ સોરાબજી કુંવરજીની કંપ-ની, કેરા—રા. જયશંકર કાશીરામ, કાલોલ.

રા. રા. ભૂપતરાય હરગોવિંદદાસ દાતાર—રા. રા. મૂળજી કલ્યાણજી રાજડા—રા. રા. શેઠ સોરાબજી દાદા-ભાઈ ખંડાલેવાળા—ખંડાળા—રા. રા. મોરેશ્વર ત્રિંબક, ગોધા—રા. રા. રણછોડ ઉકાભાઈ ખ્રીસ્તિ, ગોંડળ.

૪ રા. ચતુર હીરાદાસ પટેલ મારફત—ચાણાસ્મા—૧ રા. લલ્લુભાઇ ગિરધર—૨ રા. ચતુર હીરાદાસ પટેલ ૧ રા. વીરવિજયજી ઉદયવિજયજી.

૧ રા. રા. છગનલાલ મગનલાલ, ચાણાસ્મા—રા. રા. અજરામર નાનજી, ચીતળ.

૧ રા. શેઠ નેણશી દેવજી—જામનગર. ૨ રા. રા. હેમચંદ દેવચંદ, જેતપુર—૧ રા. શામળજી નાનજી.

૧ નેક નામ સાહેબજાદા સુલતાન મહમૂદખાનજી—જુનાગઢ.

૧ રા. રાજેભાઈ ભાઈજી, ટંકારીઆ.

૧ રા. છગનલાલ જીજીભાઈ, ડાકોર—રા. રા. જીવ-ણજી લલ્લુભાઈ, ડુગસ.

૧ રા. રા. છગનલાલ ભવાનીશંકર, થરાદ.

રા. રા. આનંદરાવ ગણપતરાવ—રા. રા. ચીમન બા-

બાજી દેવજી, દમણ—રા. રા. નારણદાસ રામજી, દ્વારકાં-રા. રા. ધીરજલાલ ઉમેદરામ, દેલવાડા—રા. રા. મોરારજી અજરામર, દેશલપુર—રા. રા. સેક્રેટરી, રીડીંગરૂમ, દાહોદ—રા. રા. દેવશંકર મોતીરામ—રા. રા. રામકૃષ્ણ મનસુખરામ, દેવગઢ.

૪ મે. નેકનામદાર શ્રીમંત મહારાણા શ્રી નારણદેવજી સાહેબ, ધરમપુર.

૩ નેકનામ શ્રીમંત કુમારશ્રી વિજયદેવજી આરોગ્ય નારણદેવજી. ધરમપુર.

૨ મનુભાઇ ઈસ્માલ સોલંકી, ૧ રા. રા. કાહાનજી પ્રભાશંકર દવે, ધ્રાંગધરા, ગ. ચેલચંદ દાનશંગ, ધાનેરા-

૭ રા. રા. હરદાસ વૃદ્ધ દાગજી મારફત—નખત્રાણા રા. જોશી આણંદજી સુંદરજી—રા. શેઠ નેણશી કેશવજી-રા. વીશનજી ખીમજીભાઈ ઠક્કર, સોની પ્રધાન લધાભાઇ-રા. વીશનજી શંકરજી જાની,—રા. નથુભાઇ કરસનજી વકીલ—રા. દેવશીભાઇ મકનજી દોશી.

૪ રા. રા. લધાભાઇ હેમરાજ મારફત—રા. લધાભાઈ હેમરાજ—રા. પન્નામલ દેવરાજ—રા. પુરૂષોત્તમ હરિરામ—ઠા. કાહાનજી વેલજી.

૧ રા. રા. છોટાલાલ બળદેવજી, નવસારી—મે૦ નેકનામ મહારાણાશ્રી છત્રસિંહજી સાહેબ—રા. રા. મગનલાલ કેશવલાલ—રા. શિવલાલ મૂળજી પરિખ—નાંદોદ—૧ રા. રા. ઘેલાભાઇ વેલજી, નખત્રાણા.

૧ રા. પુરૂષોત્તમ નાનજી ગાંધી-૨ રા. હેમચંદભાઈ

ધારશી— સુતાર દામા પ્રાગા—લુવાર દેવકરણ જીવરાજ-પોરબંદર.

૧ રા. રા. જીવરાજ માણેકચંદ મેહેતા, પાલણપુર.—રા. રા. પાળીઆદ લાઈબ્રેરીના સેક્રેટરી—રા. રા. ઓસ્માનભાઈ જમાલ, પાલીટાણા.—રા. ઝીણાભાઇ અમૃતરાવ પલસાણા—રા. રા. બેચરલાલ જીવાણલાલ, પારડી.

૨ બગસરા લાઈબ્રેરી—૨ મે૦ છોટાલાલ ગિરધરલાલ-૨ મે૦ દરબાર શ્રી વાળા હરસુર લક્ષ્મણ—૨ મે૦ દરબારશ્રી વાળા મુળુ ભાયા—૨ આ૦ ગીગા વાળાના ગીરાસના મેનેજર——

૧ રા. રા. માણેકચંદ ડાહ્યાભાઈ—૧ રા. રા. એનરજી સેમ્યુઅલજી. બગસરા.

૧ રા. દલપતરામ બુલાખીરામ, બુરાનપુર—રા. રા. બાબાજી વીશરામ, બોરીઆવી-રા. નારાયણજી જગજીવન, બેટ.

૨ રા. પુરૂષોત્તમ ગીગાભાઇ—૧ રા. રા. વિઠ્ઠલદાસ ભીખાભાઈ—૧ રા. ચંપકલાલ ચંચળરામ—ખોજા જમાલુદીન બાબુલભાઇ, **ભાવનગર.**

૧ રા. રા. લક્ષ્મિદાસ રવજીભાઈ,—રા. રા. પ્રભુલાલ મૂળચંદ,—રા. રા. ઘેલાભાઇ વેલજી,- રા. મૂળજી હરિરામ,—રા. મણિશંકર ઇચ્છારામ,— રા. કલ્યાણજી રતનશી,—રા. પ્રીતમલાલ ગંગારામ,–રા. રેવાશંકર ખીમજી,—રા. પુરૂષોત્તમ ઓધવજી,—રા. રા. કવિ શિવલાલ ધનેશ્વર, શા. ગોડીદાસ જૂઠાણી, ભૂજ.

૪ ઇબ્રાહીમ સુલેમાન મારફત—રા. ઇબ્રાહીમ સુ-

લેમાન—મેહેતા જેશંકર—રા. જોશી દયારામ પુરૂષોત્તમ-રા. રા. સુંદરજી મુરારજી- માંડવી.

૪ રા. રા. અબદુલ રેહેમાન દાઉદ મારફત- રા. અબદુલ રેહેમાન—રા. હીરજી ઉકાભાઇ—મિ. પુરૂષોત્તમ રાઘવજી—મિ૦ ત્રિભોવન માધવજી—ભાયાવદર.

૧ રા. રા. ડાહ્યાભાઇ છગનલાલ સત્યવાદી—ભરૂચ રા. ધરમશી ઘેલાભાઇ ઠક્કર, ભીગડી- રા. ઠા. વશનજી વલ્લભદાસ, ભદ્રેસર.

૨ શેઠ ખીમજીભાઈ જેરામભાઇ, મુદરા—૨ રા.રા. મણિલાલ સુંદરજી, મુંબાઈ.

રા. રા. રૂપસિંગ મથુરાદાસ – રા. રા. અલીમહમૂદ જીવરાજ- રા. રા. ખીમચંદ રવજી—રા. રજબઅલી ચાંદાભાઈ—ભૂલેશ્વર પુસ્તકાલય- રા. રા. શેઠ અરદેસર બરજોરજી બહાદુરજી—રા. રા. શેઠ દાદાભાઇ ફરામજી—રા. રા. શેઠ ત્રિભોવનદાસ રતનજી—રા. રા રૂસ્તમજી જમસેદજી હાટરીઆ—રા. રા. લીલાધર હરિદાસ—રા. રા. જેરામ રઘુનાથ—રા. રા. રામશંકર ઈશ્વર.- રા. રા. મૂળજી આણંદજી—રા. શેઠ કાવશજી હોરમજજી ગાંધી—રા. હરિલાલ દયાશંકર, મુંબાઇ.

૧૪ રા. રા. શેખ હુસેન ખુદાબક્ષ મારફત—રા. રા. શેખહુસેન ખુદાબક્ષ—રા. શેખ સુલેમાન ખુદાબક્ષ-રા. શેખ ઇબ્રાહીમ ખુદાબક્ષ—રા. આદમખાન નિજામખાન—રા. અબદુલ રેહેમાન શેખ ઇસ્માલ—રા. બેચરજી કેશરજી—રા. પ્રભાશંકર લાલજી—રા. હાજીઅલ્લી અબુબખર જમાલભાઈ- રા. બાવા મોતીગર સાલમગર—રા. ખોજા કાલા મહમૂદ- રા. બમનજી બેહેરામજી—રા. હોરમજશાહ કુંવરજી—રા. કાશમ અબદુલા, રાજકોટ.

૩ રા. રા. છોટમલાલ હરિપ્રસાદ મારફત—રા. છોટમલાલ હરિપ્રસાદ—રા. રામપ્રસાદ બાપુભાઇ—રા. પ્રભુરામ ગોવિંદરામ, લીલીઆ.

૧ રા. અલારખ્યા કેશરમિયાં ભૂજ– ૧ રા. રા. મૂળજી લાલજી, માધાપુર—રા. વૃજલાલ ગવરીશંકર, મોહોલેલ—રા. રા. પોપટ લલ્લુભાઈ, મહુધા—રા. વીરચંદ કૃષ્ણજી, પુના—રા. મથુરાદાસ તુળશીદાસ, અપલઈ—રા. હજારી હઠીસંગ, રાધણપુર—રા. રા જીવણલાલ હરજીવનદાસ, રાજકોટ—રા. ભોગીલાલ જેઠીસનદાસ, મેહેમદાબાદ—કાઠિયાવાડ જનરલ લાંગ લાઈબ્રેરી—રા. રા. મગનલાલ લક્ષ્મિશંકર, રાજકોટ—રા. હરિલાલ દયાશંકર, રાજકોટ—સ્કૂલ માસ્તર, લોઢીજ.

૧ રા. રા. વિઠ્ઠલરાય સેવકલાલ, રાંધનપુર.

૧ રા. છોટાલાલ નારાયણ પંડયા, વડોદરા—રા. જીવણલાલ મહાસુખરામ—

૧ રા. પુરૂષોત્તમરાય વૃજલાલ—રા. વાડીલાલ બાલુભાઇ—રા. ઇચ્છાલાલ પી૦ મુનશી—વડોદરા.

૧ રા. લલ્લુભાઇ હરિદાસ ધ્રુ, વજીરીઆ—નેકનામ ખુમાનસિંહજી જીતસિંહજી— વઢવાણ સ્ટેશન.

૮ નેકનામ કુમારશ્રી સૂરજમલજી લાખાભાઇ મારફત, અંકેવાળીઆ—

૧ તેમની—૧ રા. ઉમિયાશંકર જગજીવન—ગઢવી ભીમભાઇ—રા- અંદરજી વીરજી—નેકનામ શિવસિંહજી—કપાશી ખેતશી જીવણ—શા. ગોકળદાસ ભાણજી—શા. વાઘજી કુંવરજી.

૧ શેઠ લક્ષ્મિચંદ ચતુર, વાંકાનેર—રા. શેઠ જહાંગીર બરજોરજી ઉનવાળા, વઢવાણ કેમ્પ—શા. પીતાંબર

મોનજી, વીંછીઆ—નેકનામ ભાઉજીભાઇ હરિસિંગ, વાગડ—શેઠ કાવશજી ધનજીભાઇ, વલસાડ.

૫ રાવસાહેબ શ્રી રામચંદ્ર ઈચ્છારામ વ્યાસ—વાગરા—૧ રા. રતનરામ ફરશરામ.

૩ રા. રા. શેઠ અરદેસર નસરવાનજી, વીરમગામ—૧ શા તલકશી કરમચંદ—૧ રા. રા. ઠાકોરદાસ દયારામ, વડોદરા.

૨ નેકનામ વખતસિંહજી મેઘરાજજી, વળા—૧ રા. યશવંતરાવ વિનાયક ખારકર.

૧ રા. નારણદાસ રણછોડદાસ, વ્યારા—રા. પ્રાણશંકર મોતીરામ, સોનગઢ.—રા. ત્રિભોવન કાહાનજી, સરધાર.—રા. રણછોડલાલ રામશંકર, સુઢીઆ.— ફતેહસિંહ લાઈબ્રેરી, સોનગઢ—રા. લલ્લુભાઈ ત્રિભોવનદાસ, શિહુડી—

૭ રા. રા. ઉમિયાશંકર કેદારેશ્વર, વેલાછા મારફત—૧ તેમની—૧ રા. ગોવિંદરાવ કૃષ્ણ—રા. દામાજી રાજોબા—રા. યશવંતરાવ અમૃત—રા. માધવરાવ હનમંતરાવ—રા. કેશવલાલ લક્ષ્મણ—રા. ગુલામ મોહુદીન.

૩ રા. નરોત્તમ કેશવજી મારફત, રામપુર—૧ તેમની—રા. રા. હોરમસજી આદરજી—રા. કેશવલાલ હરજીવન.

૧ રા. જીવાભાઇ ઘેલાભાઈ, સરસપુર—૧ રા. શેઠ બમનજી ધનજીભાઇ પટેલ, સુરત—રા. હરિકૃષ્ણ જેકૃષ્ણ—

૪ રા. રા. માણેકલાલ છોટાલાલ, સુરત.

# વેચવાનાં પુસ્તકોનાં નામ, અને

# પોસ્ટેજ સાથે કિંમત.

મિત્રતા વિષે નિબંધ ૦—૬—૬—હુસાહસ પ્રથમ ભાગ ૦—૭—૦—હુસાહસ ભાગ ૨ જો ૦—૬—૬—કંજુસનાં કર્મની કહાણીઓ ૦—૬—૬ સોટિ કે સત્યાનાશ ૦—૫—૬—દલપત સાતશહી ૦—૭—૬—ચતુરસિંહ પ્રવાસ ૧—૮—૦—સ્વાભાવિક ધર્મ ૦—૧૦—૬—બાળ કેળવણી રીતી ૦—૧૨—૬—કાવ્ય કૌસ્તુભ ભાગ ૨ જો ૧—૫—૬ સદ્ગુણી વહુ ૦—૧૩—૦ મુંબાઇ ઇલાકાની ભૂગોળ વિદ્યા દર પ્રતના બે આના, પણ સામટી રાખનારને રૂપિઆ એકની પ્રત બાર અને પોસ્ટેજ મફત. ભરત ખંડની ભૂગોળ વિદ્યા, કિંમત અઢીઆના, પણ સામટી રાખનારને રૂપિઆ એકની પ્રત દસ, પોસ્ટેજ મફત.

**પુરૂષોત્તમ ગાંધી—લીંબડી.**